# રસપાન

મોહનલાલ પાર્વતીશંકર દવે

પ્રાપ્તિસ્થાન

ગાંડીવ સાહિત્ય મંદિર

હવાડિયા ચકલા, સુરત.

# પ્રસ્તાવના

રસસ્વરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રેમભક્તિનાં પદો તથા ગરબીઓ ગાઈને ગુજરાતનાં નરનારીઓનો જીવનરસ જેણે બહલાવ્યો છે એવા આપણા રંગીલા રસીલા ભક્તકવિ શ્રી દયારામભાઈથી આ પુસ્તકનો પ્રારંભ થાય છે. આપણા અદ્વિતીય નાટકકાર કવિકુલગુરુ કાલિદાસનું ઉત્તમોત્તમ નાટક 'શકુન્તલા' એ એનો અન્તિમ વિષય છે. 'વીર નર્મદ' અને 'નવલરામ,' 'સાક્ષરશ્રી નરસિંહરાવ' અને 'વિદ્વદ્વર્ય કમળાશંકર,' આપણા 'અર્વાચીન યુગના કાવ્ય-સાહિત્ય'ના ઘડનારાઓ એના મધ્ય સ્થાનને શોભાવે છે. આ પુસ્તકને ખરેખરા રસપ્રદ વિષયો સાંપડ્યા છે એવું લેખકને લાગે છે. એ વિષયોમાંથી લેખકે રસપાન કર્યું છે. વાચકો પણ એવું રસપાન કરે એમ એ ઇચ્છે છે.

ખપાટિયા ચકલા, સુરત.
તા. ૯-૨-૪૨

**મોહનલાલ પાર્વતીશંકર દવે.**

# અનુક્રમણિકા

કવિશ્રી દયારામની જયન્તીને મંગલ પ્રસંગે બે બોલ બોલવાનું મને કહેવામાં આવ્યું અને એ કાર્યને માટે જોઈતાં પુસ્તકોની સાધનસામગ્રી પણ મને પૂરી પાડવામાં આવી, ત્યારે આપણા કવિતાસાહિત્યના પ્રાચીન યુગના છેલ્લા છતાં કવિ તરીકેની ગુણસમૃદ્ધિ વડે પ્રથમ પંક્તિમાં વિરાજનારા–રસભીનાં, લાગણીથી રેલાતાં, ઊર્મિથી ઉછળતાં, મધુરતાથી ભરેલાં, કોમળ, લલિત, પ્રાસાદિક વાણીથી વિભૂષિત થયેલાં મનહર કાવ્યોના રચનારા–અમુક ચોક્કસ અર્થમાં એક અને અજોડ એવા એ ભક્તકવિને અંજલિ અર્પવાનું કર્તવ્ય હું ઉવેખી શક્યો નહીં અને એ રસિક આત્માનો વિશેષ પરિચય સાધવાની જે અણમૂલ તક મને અનાયાસે સાંપડી તેને જીવનના એક ધન્ય પ્રસંગ તરીકે મેં સત્કારી લીધી. કવિના જીવન તેમ જ કવન સમ્બન્ધી વિશેષ જાણવાને માટે જે વિપુલ સામગ્રી મને સુલભ

કરી આપવામાં આવી, તેનાથી ઉપકારવશ થયેલા મારા ચિત્તમાં જિજ્ઞાસા તીવ્ર થઈ હતી, મારી રસવૃત્તિ સતેજ બની હતી, મારો ઉમંગ વધ્યો હતો, મારો ઉત્સાહ દ્વિગુણિત થયો હતો. અફસોસ! ઉત્સાહ અને કાર્યસિદ્ધિ વચ્ચે જે ગાઢાં અન્તર રહે છે તે જો સહેલાઈથી પૂરાતાં હોત તો આ જગત્‌માં જે અનેક પ્રકારની ઊણપો રહે છે તે ક્યારનીએ દૂર થઈ ગઈ હોત અને પ્રકાશ અને પ્રગતિને પંથે આપણે કેટલાયે આગળ વધી ગયા હોત. સમય અને શક્તિની મર્યાદાઓ આપણા મોટા મોટા મનસુબાઓને કાર્યમાં પરિણમતાં કેવી કઠોર રીતે અટકાવી દે છે! જેટલાં પુસ્તકો મારી પાસે પડ્યાં હતાં તેનાથી અડધા પણ દિવસો ભાગ્યે જ મને મળી શકે એમ હતું. એ તમામ પુસ્તકો વાંચવા અને વિચારવાનું, એ પુસ્તકોના વિચારો ગ્રહણ કરવાનું અને પચાવવાનું મારે માટે અશક્ય હતું. એટલેથી જ મારી મુશ્કેલીનો અન્ત આવતો નહોતો. કવિના જીવનની ઐતિહાસિક વિગતો સમ્બન્ધમાં ટૂંકું નિરૂપણ એક સ્થળે કરવામાં આવેલું, ત્યાં આગળ ૨૨ મુદ્દાઓમાં ‘સંદિગ્ધ મતો પ્રવર્તે છે’ એમ જ્યારે મારા વાંચવામાં આવ્યું અને તે પણ ૧૬ વર્ષના સતત પ્રયાસો અને તન, મન, ધનના મહાન્ ભોગે ભક્તકવિ શ્રી દયારામભાઈનું આન્તર જીવન ઉકેલવાનો બે વર્ષ પહેલાં જ પ્રયત્ન કરવામાં આવેલો હોવા છતાં, એવું જ્યારે મારા જોવામાં આવ્યું ત્યારે મેં માથે લીધેલી જવાબદારીની ગંભીરતાનું ઉત્કટ ભાન મને થયું અને મારી મહત્ત્વાકાંક્ષા શક્ય સિદ્ધિની સાંકડી મર્યાદામાં

સમાઈ જતાં પ્રસંગોચિત સંક્ષિપ્ત વિવેચનથી સન્તોષ માનવાના બીનજોખમી અને ડહાપણભર્યા માર્ગ તરફ જ મારી મતિ ગઈ. આવા મંગલ પ્રસંગે વિવાદગ્રસ્ત વિષયોથી વેગળા રહેવાની મારી સ્વાભાવિક ચિન્તાને લીધે જો આ સંજોગોમાં હું લંબાણથી ન બોલી શકું તો તે બદલ આપ મને ક્ષમા આપશો એવી હું ઉમેદ રાખું છું.

પવિત્ર રેવાપ્રદેશ

કવિશ્રીનો જન્મ સંવત્ ૧૮૩૩ના ભાદ્રપદ માસના શુકલ પક્ષમાં એકાદશી ઉપરાંત વામન દ્વાદશીને શનિવારે થયેલો. એમનું જન્મસ્થાન ડભોઈ કે ચાંદોદ તે વિષે પણ મતફેર જણાય છે. એમનું મોસાળ ડભોઈમાં હતું એટલે ત્યાં જન્મ થયેલો હોવાનો સંભવ વધારે લાગે છે; પણ એમનું બાપીકું વતન તો ચાંદોદ, અને બાળપણમાં જે મધુરા સંસ્કારો એમના ઉપર પડેલા તે ચાંદોદના જ એમ આપણે વિના સંકોચે માની શકીએ. ચાંદોદ એ રેવાકાંઠા ઉપર આવેલું અતિ પવિત્ર સ્થળ છે. એની રમણીયતાનું દર્શન કરવાનો આનન્દ જેમને ન સાંપડ્યો હોય તેમને પહેલી તકે એવો આનન્દ મેળવવાની મારી ખાસ ભલામણ છે. ચાંદોદ–કરનાળીની યાત્રાએ જનાર ભાવિક સજ્જનોને ઓર નદીનો જ્યાં સંગમ થાય છે તે પવિત્ર સ્થળમાં સ્નાન કરવા ઉપરાંત, શેષશાયી ને ચક્રેશ્વરનાં દર્શન કરવા ઉપરાંત, વ્યાસક્ષેત્ર, શુકદેવજી, અનસૂયા, કુબેરેશ્વર, ગરુડેશ્વર વગેરે અનેક પવિત્ર તીર્થો નિહાળવાનો અપૂર્વ લાભ પણ મળે છે. એ સઘળાં તીર્થો પવિત્ર રેવા નદીના

કાંઠા ઉપર આવેલાં છે, અને ઐહિક સંસારના આધિવ્યાધિ તથા ઉપાધિઓથી કંટાળેલાઓને માટે વિશ્રાન્તિસ્થાન તરીકે, આમુષ્મિક કલ્યાણની સાધના માટેનાં ઉગ્ર તપ તપવાની તપોભૂમિ તરીકે એ તીર્થોએ વિશેષ ખ્યાતિ મેળવી છે. સૂર્યોદય કે સૂર્યાસ્ત સમયે પનાઇઓમાં બેસીને કાંઠા ઉપર આવેલા ઉંચા ઉંચા ઘાટનાં જાણે "ગગન ચઢવાનાં" હોય તેવાં પગથિયાં નિહાળવાં, ટેકરીઓનાં અને લીલોતરીઓનાં the sublime and the beautiful—ભવ્યતા અને રમણીયતાનાં દર્શન કરવાં, કુદરતના અનુપમ સૌન્દર્યને નિરખવું, સરિતાના પટ પર થઈને આવતી શીતળ પવનની લહરીઓને અનુભવવી, સાત્ત્વિક આનન્દ આપનારાં પ્રભુનાં મધુરાં ભજનોને શ્રવણ કરવાં, અને તે સર્વ સ્નેહી જનોના સાથમાં, એ જીવનનો એક અનુપમ લ્હાવો છે, એમ કહેવામાં મને લેશ પણ અતિશયોક્તિ લાગતી નથી. આજથી દસેક વર્ષ ઉપર પહેલી જ વાર હું એ પવિત્ર સ્થળે ગયો હતો. તે દરમ્યાન એક મધુરી રજનીએ પનાઈમાં બેસીને અમે સહેલગાહે નીકળ્યાં હતાં. પૂર્ણિમાનો દિવસ હતો. ચન્દ્રિકા એના પૂર બહારમાં ખીલી રહી હતી. રેવાના પટ ઉપર એનો શીતળ રૂપેરી પ્રકાશ પથરાઈ રહ્યો હતો. ધીમે ધીમે પનાઈ ચાલવા માંડી. અમારો સાથ રંગીલો હતો. વિવિધ પ્રકારનાં પ્રભુભક્તિનાં ગીતો ગાતાં ગાતાં, મધુર વાર્તાલાપ કરતાં કરતાં રજનીની શાન્તિ ભેદીને અમે આગળ વધતાં હતાં. નિશાન્તની શીતળ પવનલહરીઓનો સુખાસ્વાદ કરતાં કરતાં લગભગ પરોઢિયે અમે ગરુડેશ્વર પહોંચ્યાં.

આખો દિવસ સુખમાં અને આનન્દમાં નિર્ગમી સાંજે ૪–૫ ને સુમારે અમે પાછાં વળ્યાં. એ એક દિવસનો આનન્દ વર્ષોનો લાંબો સમય વટાવીને પણ એવો ને એવો જ આજે હુ જાણે ફરીથી અનુભવું છું. ગત વર્ષના આશ્વિન માસમાં સુરતની કૉલેજના અધ્યાપક તરીકેના જીવનમાંથી હું નિવૃત્ત થયો, ત્યારે આરોગ્યની પ્રાપ્તિને અર્થે માથેરાન કે મહા-બળેશ્વરની શીતળ ટેકરીઓ ઉપર જવાની યોજનાઓ મારે માટે ઘડાયલી, પણ મારા જીવનકાર્યમાંથી નિવૃત્ત થવાનો પ્રસંગ આ પુણ્ય ધામના પુનર્દર્શનથી અંકિત થવાનું પ્રભુએ જાણે નિર્માણ કર્યું હોય તેમ અન્તે મારૂં જવાનું તો ચાંદોદમાં જ થયું. ભાઈ જગન્નાથ પાઠક અને સાહિત્યપ્રેમી કુમારશ્રી મોતીસિંહજી મહીડાના સહવાસનો લાભ મેળવતાં જે થોડા દિવસો મેં એ પવિત્ર સ્થળે ગાળ્યા, તેને પરિણામે મારો અને મારાં કુટુમ્બી જનોનો એ સ્થળને માટે કાયમનો પક્ષપાત બંધાયો છે. મારા મિત્ર પ્રો. અતિસુખશંકરે અન્ય સ્થળને ઉદ્દેશીને જે વચનો ઉચ્ચાર્યાં છે તે આ સ્થળને બરાબર લાગુ પડે છે કે અત્રે ‘પ્રવૃત્તિ માત્ર ધર્મની.’ એ પવિત્ર તીર્થના નિવાસીઓ પોતાના સમયનો મોટો ભાગ રેવા માતાના સહવાસમાં જ ગાળતા હોય એમ જણાય છે. એ પવિત્ર નદીમાં સ્નાન કરવું, એ નદીને કિનારે જ બેસીને સંધ્યાપૂજાદિક નિત્ય કર્મને આટોપી લેવું, અને પ્રભુની મંગલ મૂર્તિઓનાં દર્શન કરવાં એ તેઓનો નિયત કાર્યક્રમ હોય છે. એ સ્થળની રમણીઓને પણ નદીના સંગમાં રહેવું અતિ પ્રિય હોય છે. સ્નાનાદિ ક્રિયાઓ

કરવી, વસ્ત્રપ્રક્ષાલન કરવું, વાસણો માંજીને તેમને અત્યન્ત સ્વચ્છ અને ચકચકિત બનાવવાં, અને આંખને ઊડીને વળગે એવાં સુંદર બેડલાંઓમાં જળ ભરીને મનોહર મન્દ ગતિએ પોતાના નિવાસસ્થાન ભણી પાછાં વળવું, એમાં એ રમણીઓનો કેટલો સમય વીતતો હશે તેનો અન્યને–સ્ત્રીઓને પણ–નજરે નિહાળ્યા વિના કદાચ ભાગ્યે જ ખ્યાલ આવી શકે. એ રમણીઓ લગભગ તમામ તરવામાં પણ કુશળ હોય છે. વર્ષાઋતુમાં પણ સરિતાનો એ સહવાસજન્ય આનન્દ તેઓ નિશ્ચિતપણે માણતી હોય છે:—

"વર્ષામાં મદઘેલી નર્મદા, અને એવી જ મદઘેલી ચાંદોદ કરનાળીની યુવતીઓ. જલમાં તરતી ને પૂરના મહાતરંગો ઉપરે સવારી સોહાવતી; જાણે પૂરમાં ઉછળતાં કમળો. રૂપ કરતાં એ રમણીઓની છટા વધારે."

**સ્ત્રીહૃદયના પરીક્ષક**

ચાંદોદનિવાસી આપણા ભક્ત કવિ દયારામ એ છટાભરી રમણીઓના ગાઢા સહવાસમાં આવેલા એ તદ્દન સાદી, સીધી, અને સ્વાભાવિક વાર્તા ઉપર ઢાંકપછોડો કરવાથી એમનું ગૌરવ વધશે કે એમની ભગવદીયતા વધારે ગણાશે કે એમનો ગોપીભાવ વિશેષ કુદરતી જણાશે એમ હું માનતો નથી. આવા અત્યન્ત અકુદરતી અનુમાન પર આવવાની મારી અસમર્થતા હું સ્પષ્ટપણે સ્વીકારૂં છું.

"ગુજરાતનાં નગરોને ચોકે ચોકે ઝીલાતા દયારામ. સારૂં ગુજરાત ઉચ્ચારે છે કે દયારામે સ્ત્રીહૃદય પારખ્યું અને ગાયું."

એ સ્ત્રીહૃદય પારખવાની અદ્ભુત શક્તિ સ્ત્રીહૃદયના ગાઢા સહવાસ વિના આવવી અશક્ય છે એમ હું માનું છું. એ શક્તિ કોઈ પણ પ્રકારના આલમ્બન કે આધાર વિના એકાએક અંતરિક્ષમાંથી અદ્ધર એમના ઉપર ટપકી પડી એમ ધારવું ઘણું ઘણું વધારે પડતું છે એમ મને લાગે છે. કિશોર વયમાં, આસપાસના સંસ્કારોની વધારેમાં વધારે સચોટ અને સ્થાયી અસર માનવહૃદય ઉપર જે સમયે થાય છે તે સમયમાં, નારીહૃદયના 'રત્નભંડારના ભાવદર્શન'નો વિરલ યોગ એમને પ્રાપ્ત થયો, એ ઉછળતા ભાવોનું રમણીય પ્રતિબિમ્બ એમના સ્ફટિક સમા નિર્મળ હૃદયમાં પડ્યું, અત્યન્ત લલિત અને સુમધુર પદાવલિમાં એ હૃદયમાં પ્રતિબિમ્બિત થયેલા ભાવોને એમણે વ્યકત કર્યા, નારીહૃદયનો પ્રેમ 'ગુજરાતની સકલ મધુરપથી ચિરંજીવ ગીતોમાં' એમણે ગાયો, અને કવિશ્રી ન્હાનાલાલભાઈના જ શબ્દોમાં કહીએ તો 'ગુજરાતણના હૃદયરાજવી' તરીકેનું સ્થાન એમણે પ્રાપ્ત કર્યું. એ ગુજરાતના ભક્ત કવિવર અને ગુજરાતનું નારીહૃદય એ ઉભયના ગૌરવને વધારનારી અત્યન્ત સુંદર અને સ્વાભાવિક ઘટનાને છિન્નવિચ્છિન્ન ન કરી નાંખવાની ગુજરાતના ધર્મપ્રેમીઓને અને સાહિત્યપ્રેમીઓને, ગુજરાતના ભગવદીય જનોને અને 'રસરસિયાં'ઓને મારી નમ્ર અને આર્જવભરી પ્રાર્થના છે.

### કવિશ્રીનો બાલ્યકાળ

કવિના જન્મસ્થળની પેઠે એના ઘરનું વાતાવરણ પણ ભગવદ્ભક્તિની પુનિત ભાવનાને સર્વ પ્રકારે પોષે એવું હતું.

એના પિતા પ્રભુરામ ભટ્ટ અને એની માતા રાજકુંવરબાઈ બન્ને ધર્મનિષ્ઠ અને સંસ્કારી હતાં. એની જન્મકુંડળી પરથી જોશીએ એની ભાવિ મહત્તાના પ્રમોદ આપનારા જોષ ભાખ્યા હતા. પુત્રને ઉંચી કેળવણી આપવાના, એને વિદ્વાન્ બનાવવાના, એને સંસ્કૃત શીખવવાના કોડ પિતાને હતા, પરન્તુ એ અભિલાષ સફળ થયેલા જોવા જેટલું આયુષ્ય પ્રભુએ એમને માટે નિર્માણ કર્યું નહોતું. દયારામ જ્યારે દશ વર્ષના હતા, ત્યારે એના પિતા અકસ્માત્ મૃત્યુ પામ્યા અને પુત્રને ભણાવવાના કોડ એમના અધુરા જ રહ્યા. બીજાં બે વર્ષ પછી દયારામની માતાનું પણ અવસાન થયું. હિન્દુ માતપિતાને પોતાના પુત્રને ભણાવવાના જેટલા કોડ હોય છે, તેટલા જ તેને પરણાવવાના પણ હોય છે. પિતાનું મૃત્યુ થયું તેના બે વર્ષ પહેલાં એટલે દયારામની આઠ વર્ષની ઉમ્મરે, એનું જનોઈ દેવાયું. તે જ અરસામાં ગંગા નામની આઠ વર્ષની કન્યા સાથે એનો વિવાહ પણ કરવામાં આવ્યો હતો, પણ પરણીને 'પ્રભુતામાં પગલાં પાડવાં' એ કવિને રુચ્યું નહીં. સાઠોદરા જ્ઞાતિના રિવાજ પ્રમાણે ૧૧૦૦ રૂપિયાનું પલ્લું ભરીને પરણવું અને હંમેશને માટેનું બન્ધન વહોરવું, વળી રળવાકમાવાની દુગ્ધા વહોરી લેવી, એ દયારામ જેવા સ્વતંત્રમિજાજી અને રંગીલા જીવડાના કુદરતી વલણથી તદ્દન ઉલટું હતું.

'એક વર્યો ગોપીજનવલ્લભ, નહીં સ્વામી બીજો.'

એવું ગાવાનો અધિકાર જેને મળવાનો હતો, તે આપણા ભકતકવિએ કિશોરવયમાં માતપિતાના દબાણને

અભાવે લગ્ન કરવાની ઘસીને ના પાડી હોય તો તેમાં આશ્ચર્ય જેવું કંઈ નથી.

એનો દેખાવ આકર્ષક હતો. એનું શરીર બાંધી દડીનું અને મોહક હતું. એનો વર્ણ ઉજ્જ્વળ હતો. એનું કપાળ વિશાળ અને તેજસ્વી હતું. એની આંખો તેજીલી અને ચપળ હતી એનો કંઠ મધુર હતો. સંગીત એને પ્રિય હતું. પ્રભુ એને વહાલા હતા. ભજનોમાં એને આનન્દ હતો. સાધુસંતોના સમાગમમાં રહેવું, ભજનમંડળીમાં ઘુમવું, ભજનો સાંભળવાં, ભજનો લલકારવાં, ભજનો રચવાં એમાં જ એના સુખની પરમ અવધિ હતી. એ સુખમાં વિક્ષેપ આવે એવાં બન્ધનો એણે સ્વીકાર્યાં નહોતાં.

એના મધુરા સંગીતથી એની આસપાસની મંડળીમાંથી અનેક વ્યક્તિઓને એણે આકર્ષી હશે. ચાંદોદની છટાભરી રમણીઓ પણ એ સંગીતથી મંત્રમુગ્ધ બની હશે, એ તદ્દન સ્વાભાવિક ઘટનાને શુદ્ધ સત્ય તરીકે આપની આગળ રજુ કરૂં તો આપણા ભક્તકવિના નિર્મળ ચારિત્ર્ય ઉપર કોઈ પણ પ્રકારનો કલંક આરોપવાનો હું પ્રયત્ન કરૂં છું, એવો કઠોર આક્ષેપ આપ મારા ઉપર નહીં મૂકો એવી હું ઉમેદ રાખું છું. પ્રભુ પ્રત્યેના પ્રણયરસનાં એ કવિનાં મધુરાં ગાન એ રમણીઓએ સાંભળ્યાં હશે, અને એણે પણ ઝીલ્યાં હશે તેઓનાં સંગીત,–કંઠનાં તેમ જ હૃદયનાં. કવિના જીવનનો એ રમણીય કાળ પ્રભુભક્તિની મસ્તીનો હતે

**ભટ્ટજી સાથે સમાગમ**

અને છતાં પણ–છતાં પણ–એ સમયે માબાપ વગરના એ બાળકની જીવનનૌકા ડગમગ ડોલતી હતી,

સંસારસમુદ્રમાં આકરા પવનથી એ ઝોલાં ખાતી હતી અને કોઈ કુશળ નાવિકની એને અપેક્ષા હતી એ વાતની આપણાથી ના પાડી શકાશે નહીં. એ કુશળ નાવિક તરીકે શ્રી વલ્લભાચાર્યના 'અણુભાષ્ય' ઉપર 'પ્રદીપ' નામની ટીકા લખનાર પેટલાદના શ્રીમાળી બ્રાહ્મણ પંડિત ઇચ્છારામ ભટ્ટજી એમને સાંપડ્યા. ભટ્ટજી સાથેનો સમાગમ એ કવિના જીવનનો એક અતિ યાદગાર પ્રસંગ આપણે કહી શકીએ. 'રસિકવલ્લભ', 'ભક્તિપોષણ', 'પુષ્ટિપથરહસ્ય' વગેરે કાવ્યગ્રન્થોમાં સાદી, સરળ, અને રસિક શૈલીમાં શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તોનું જે પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે વિષેનું જ્ઞાન એ પ્રખર વિદ્વાન્ તરફથી જ આપણા ભક્ત કવિને સાંપડેલું હોવું જોઇએ. સર્વવિરુદ્ધધર્માશ્રયત્વ, અવિકૃતપરિણામવાદ, આવિર્ભાવતિરોભાવવાદ, પુષ્ટિસૃષ્ટિ, મર્યાદાસૃષ્ટિ અને પ્રવાહસૃષ્ટિના ભેદ, ભક્તિમાહાત્મ્ય વગેરેનાં રહસ્યોનું ઉદ્ઘાટન (કોઈ કોઈ સ્થળે ઝીણાં ઝીણાં સ્ખલન હોવા છતાં) એવી સચોટ રીતે 'રસિકવલ્લભ'માં કરવામાં આવ્યું છે કે વલ્લભ સંપ્રદાયના રસિકજનોને એ ગ્રન્થ ખરેખરો પ્રિય થઈ પડ્યા વગર રહે નહીં. એ કાવ્યમાં બ્રહ્મનું સ્વરૂપ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તને અનુસરીને કવિએ નીચલી પંક્તિઓમાં વર્ણવ્યું છે :–

આદ્ય સ્વયંભૂ આત્મારામજી, મૂળ પુરૂષ જે પૂરણકામજી,
પ્રધાનપુરુષેશ્વર પરબ્રહ્મજી, નેતિ નેતિ કહે નિગમજી;
પર અક્ષરથી ત્રિગુણાતીતજી, ગમ્ય ન મન ગો અકળ અજીતજી,
જે થકી કંપે માયા કાળજી, એહવું અખિલનું રૂપ રસાળજી.

## કવિશ્રીનું તત્ત્વજ્ઞાન

અહીં બ્રહ્મને ‘પર અક્ષરથી’ કહેવામાં આવ્યું છે, અર્થાત્ અક્ષરબ્રહ્મથી પણ તે પર છે. આ શબ્દો શ્રી વલ્લભ સંપ્રદાયના ખાસ સિદ્ધાન્તને અવલમ્બીને વાપરવામાં આવેલા છે. એ મત પ્રમાણે આ જગત્‌ના કારણરૂપ બ્રહ્મ પોતાની આવિર્ભાવતિરોભાવશકિત વડે પોતાની લીલામાત્રથી જગત્, જીવ વગેરે વિવિધ પ્રકારનાં કાર્યરૂપે વિલસે છે. સત્, ચિત્ અને આનન્દ સ્વરૂપ પરમાત્મામાંથી ચિત્ અને આનન્દના અંશો તિરોધાન પામવાથી જગત્‌નો આવિર્ભાવ થાય છે. આનન્દ અંશ એકલાનું તિરોધાન થવાથી જીવભાવ પ્રકટ થાય છે. આ પ્રમાણે જગત્ અને જીવ બન્ને બ્રહ્મનાં કાર્ય છે; અને કાર્ય અને કારણ વચ્ચે અભેદ હોય છે તે ન્યાયે જગત્ અને જીવ પણ બ્રહ્મનાં જ રૂપ છે. કેવલાદ્વૈતવાદી કહે છે તેમ જગત્ મિથ્યા નથી, પણ એ બ્રહ્મનું કાર્ય છે અને બ્રહ્મ જેટલું જ સત્ય છે. જીવ પણ બ્રહ્મનો અંશ છે, અને જોકે બ્રહ્મનો તિરોધાન પામેલો આનન્દ અંશ ફરીથી પ્રકટ થતાં જીવને બ્રહ્મનું સાયુજ્ય પ્રાપ્ત થઈ શકે છે, તોપણ જીવ જ્યાં સુધી જીવ તરીકે રહે છે ત્યાં સુધી તેનું અણુપરિમાણજ હોય છે, બ્રહ્મના જેવું વિભુત્વ તેના વિષે કદી સંભવતું નથી અંશાંશિભાવનો જેની વચ્ચે સમ્બન્ધ છે એવા જીવ અને બ્રહ્મની સંપૂર્ણ એકતા કદી સંભવતી નથી. બ્રહ્મના અદ્વૈત સ્વરૂપનું જ્ઞાન થતાં જીવને જે મુકિત મળે છે તે કેવળ અક્ષરબ્રહ્મની પ્રાપ્તિના રૂપની છે. પણ એથીએ વધારે ઊંચી ગતિ ભગવત્પ્રાપ્તિની છે, તે કેવળ ભગવાન્‌ની

કૃપા વડે જ મળી શકે છે. કર્મ અને જ્ઞાન વડે નહીં, પણ કેવળ ભક્તિથી જ એ પરમ પુરુષના ચરણકમળની સેવાનો જ નહીં, પણ એના નિરંતર સહવાસનો, એના અધરામૃતરસપાનનો ધન્ય અધિકાર ભક્તજનોને પ્રાપ્ત થાય છે. જ્ઞાન ને ભક્તિ એ ઉભય વિનાના કેવળ પ્રવાહપતિત જીવોને માટે તો અક્ષરબ્રહ્મની પ્રાપ્તિનો પણ અસંભવ છે; પરંતુ જ્ઞાનના જેઓ અધિકારી છે તે મર્યાદાસૃષ્ટિના જીવો પણ અક્ષરબ્રહ્મ સુધી પહોંચીને જ અટકે છે. ઈશ્વરનો જેમના પર અનુગ્રહ છે, ભક્તિથી જેમનું હૃદય ભરપૂર છે તે પુષ્ટિસૃષ્ટિના જ જીવો 'અક્ષરબ્રહ્મથી પર' એવા એ રસાત્મક સ્વરૂપવાળા પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે.

### પરબ્રહ્મનું સ્વરૂપ

પરબ્રહ્મના જે રસાત્મક સ્વરૂપનું ઉપર ટાંકેલી ચાર પંક્તિઓના છેલ્લા શબ્દ વડે સૂચન કરવામાં આવ્યું છે, તેનું જ વર્ણન નીચલી પંક્તિઓમાં અતિ મનોહર રીતે કરવામાં આવ્યું છેઃ—

છેલ છબીલા નટવરલાલજી, સુંદર નવઘનશ્યામ તમાલજી;
લલિત ત્રિભંગી મદનગોપાલજી, ત્રિભુવન મંગલ રૂપ રસાળજી.
મદન મનોહર નખશિખ શોભાજી, નરનારી સહુ જગમન લોભાજી;
અમિત માધુરી છે પ્રતિ અંગજી, જે પર વારૂં અનંત અનંગજી.

જગત્, અક્ષરબ્રહ્મ, અને પરબ્રહ્મ, એ ત્રણનો ભેદ વિશેષ સ્ફુટ કરવાના હેતુથી બ્રહ્મનાં આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એ ત્રણ રૂપોનો નિર્દેશ નીચલી પંક્તિઓમાં કર્યો છે :—

ભૌતિક આધ્યાત્મિક ને આધિદૈવિક હરિ ત્રિરૂપ,
જ્યમ ગંગાવારિ તીર્થ દેવી, ક્રમ વિવેક અનૂપ,
એ રૂપ ત્રણે સુરસરિ, વ્યવહાર જુદો જ્યમ,
જળ જક્ત, તીર્થ અંતર્યામી, દૈવી પુરૂષોત્તમ.

જેમ ગંગાનાં ત્રણ રૂપ છે,–ગંગાનું જળ એ તેનું ભૌતિક રૂપ છે, તીર્થ એ તેનું આધ્યાત્મિક રૂપ છે, અને દેવી એ તેનું આધિદૈવિક રૂપ છે તેમ બ્રહ્મનાં પણ ત્રણ રૂપ છે. આ જગત્ એનું ભૌતિક રૂપ છે, અંતર્યામી (અક્ષરબ્રહ્મ) એનું આધ્યાત્મિક રૂપ છે, અને પરમાત્મા અથવા પુરૂષોત્તમ એનું આધિદૈવિક રૂપ છે.

કોઈ કહેશે કે જગત્ પણ જો બ્રહ્મનું જ એક રૂપ હોય તો જગત્‌ને જ અમે શા માટે ન ભજીએ? એના જવાબમાં કવિ કહે છે:—

થડ ડાળાં અળગાં નહિ કોયજી,
પણ સિંચન તે થડને હોયજી.

જળસિંચન તો થડને જ થાય છે, ડાળાંને નથી થતું, તેમ ભક્તિ તો ભગવાન્‌ની જ થાય, જગત્‌ની નહીં.

પરન્તુ ભક્તિ તો સગુણની જ હોઈ શકે. ઉપનિષદોમાં કેટલેક સ્થળે બ્રહ્મને નિર્ગુણ તરીકે વર્ણવવામાં આવ્યું છે, તો એવા નિર્ગુણ બ્રહ્મની પૂજા, ભક્તિ કે ઉપાસના કેવી રીતે સંભવી શકે? આ શંકાના સમાધાનમાં શુદ્ધાદ્વૈત મતને અનુસારે કવિશ્રી બ્રહ્મને વિષે નિર્ગુણતાનો અસંભવ સ્વીકારી નિર્ગુણ શ્રુતિઓને નીચે પ્રમાણે ઘટાવે છે:—

નિર્ગુણ સગુણ શ્રુતિનો અર્થજી, એમ કર્યો મહામલ્લ સમર્થજી;
પ્રાકૃત ગુણ નહિ જેમાં લેશજી, અપ્રાકૃત ગુણ ભર્યા અશેષજી.
સત્ ચિત્ આનંદ આદિ અનંતજી, ઐશ્વર્યાદિ સહ ભગવંતજી;
અગુણસગુણ એ બ્રહ્મ વિચારજી, કેવળ નિર્ગુણ કહે ગમારજી.

**અભેદવાદની ટીકા**

બ્રહ્મને જે શ્રુતિઓમાં નિર્ગુણ કહેવામાં આવ્યું છે ત્યાં એમ નથી સમજવાનું કે એ કોઈ પણ ગુણ વગરનું છે. શ્રુતિઓએ જ 'સચ્ચિદાનન્દ' તરીકે તેમ જ ઐશ્વર્યાદિગુણ-સંપન્ન તરીકે અનેક સ્થળે બ્રહ્મને વિષે ઉલ્લેખ કરેલો છે, તેની સાથે બ્રહ્મને નિર્ગુણ કહેનારી શ્રુતિઓનો જો એવો અર્થ લઈએ તો વિરોધ આવે. માટે એ નિર્ગુણ શ્રુતિઓની સગુણ શ્રુતિઓ સાથે એકવાક્યતા એવી રીતે કરવાની છે કે 'બ્રહ્મ નિર્ગુણ છે' એટલે બ્રહ્મ કોઈ પણ ગુણથી રહિત છે એમ નહીં, પણ પ્રાકૃત અથવા લૌકિક ગુણ રહિત છે, અર્થાત્ બ્રહ્મ અલૌકિકગુણસંપન્ન છે.

વળી બ્રહ્મ એ જ એક છે અને બીજું કંઈ નથી એમ જેઓ કહે છે, **ब्रह्म सत्यं जगन्मिथ्या** એવું જેઓ પુકારે છે, જેને આપણે જગત્ કહીએ છીએ તે વસ્તુતઃ કંઈ જ નથી પણ બ્રહ્મનું માયામાં પડેલું પ્રતિબિમ્બ છે એવો પ્રતિબિમ્બવાદ જેઓ આગળ કરે છે તેઓની સામે સાંપ્રદાયિક ગ્રન્થોને આધારે કવિશ્રી દલીલ કરે છે કે બ્રહ્મને તો તમે નિર્ગુણ અને નિરાકાર કહો છો, તો નિરાકાર વસ્તુનાં કદી પ્રતિબિમ્બ પડતાં હશે? પવન જેવી નિરાકાર વસ્તુનાં પ્રતિબિમ્બ પડેલાં કદી સાંભળ્યાં છે? વળી પ્રતિબિમ્બ પાડ-વાને માટે શુદ્ધ અને નિર્મળ દર્પણની સર્વથા અપેક્ષા રહે

છે. માયા તો કપટ રૂપ છે, માયા તો મલિન છે, એવા મલિન દર્પણમાં પ્રતિબિમ્બ પડ્યાં સાંભળ્યાં છે? કાષ્ઠમાં કદી પ્રતિબિમ્બ પડી શકતાં હશે? તમે તો વળી નિરાકારના પ્રતિબિમ્બની વાત કરો છો તે તો છેક કાષ્ઠમાં પવનનું પ્રતિબિમ્બ પડ્યાની વાત કરવા જેવું બેહુદું છે:—

તું લાવતો નથી લાજ મન? જે ખોટું સંભવશે કહીં?
(જો) તારા મતમાં બ્રહ્મને તો રૂપ મૂળગું છે નહીં,
વળી દર્પણસ્થાને માયા કહી તે માયા કપટનું નામ,
તે કપટમાં ક્યાં અમલતા? ગણો આદર્શ કેરે ઠામ!
પ્રતિબિંબ ન પડે રૂપ વણ, નિર્મલી વસ્તુ પાખ્ય,
પવનનું પ્રતિબિંબ કાષ્ઠમાં કયહું પડ્યું દીઠું? ભાખ્ય!

**બ્રહ્મ અને જીવનો ભેદ**

બ્રહ્મ એક જ છે એમ કહેવું અને તેનું માયામાં પ્રતિબિમ્બ પડે છે એમ કહેવું એ પરસ્પરવિરુદ્ધ છે, કારણ કે પ્રતિબિમ્બને માટે તો જેમાં પ્રતિબિમ્બ પડી શકે એવો કાચ, જેનું પ્રતિબિમ્બ પડે તે પુરુષ, તેની છાયા, અને પ્રતિબિમ્બ પડ્યું છે એવું કહેનારો પુરુષ એમ અનેક પ્રકારના ભેદોની જરૂર પડે છે, તે અભેદભાવમાં ક્યાંથી સંભવે?

વળી તું અભેદ કહે જ્યહાં, ત્યહાં ભેદ ભાસે સત્ય;
જો, તું જ તારા કહ્યાથી બંધાય છે વણ મત્ય.
એક કાચ, બીજો નર ગણે, વળી છાયા તેની ત્રીજી,
કોઇ અજ્ઞ ચોથો મળ્યો સંગે ભ્રમણમાં મતિ ભીજી.

'**जीवो ब्रह्मैव नापरः**' એમ કહેવું પણ એટલું જ યુક્તિવિરુદ્ધ છે:—

કહે જીવ–બ્રહ્મની એકતા, જાણવો અજ્ઞથી અજ્ઞ;
છે જીવ તો અલ્પજ્ઞ નિત્યે, બ્રહ્મ છે સર્વજ્ઞ.

વળી જીવ તો છે અનીશ્વર, ને ઈશ્વર છે પરબ્રહ્મ,
તે ઉભયની એકતા, વિદ્વજ્જન કે કહો કયમ ?
અણુ જીવ, કર્માદિક વશ, ભોગવે વિવિધ ક્લેશ,
છે મહદ્ બ્રહ્મ, સ્વતંત્ર આનંદ, કર્માદિક નહિ લેશ.

બ્રહ્મ અને જીવ આ પ્રમાણે પરસ્પરભિન્ન હોવાથી મોક્ષ દશામાં જીવ બ્રહ્મમાં મળી જાય છે એવું જે તમે કહો છો તે કેવી રીતે હોઈ શકે ? પાણીમાં બીજું પાણી ઉમેરાય તો પાણીમાં એટલો વધારો થાય, એક જ્યોતિમાં બીજું જ્યોતિ ભળી જાય તો પરિણામે મૂળ જ્યોતિના પ્રકાશમાં વધારો થાય. બ્રહ્મમાં જીવ મળેથી બ્રહ્મમાં એટલો વધારો થાય છે, ત્યાર પહેલાં એનામાં એટલી ઊણપ હતી એવું તમે સ્વીકારશો ?

ઘટપૂર્ણ જળ હોય તેહમાં, જો અવર નીર સમાય,
તો જાણીયે જે જીવ જઈને બ્રહ્મમાં ભળી જાય.
દૃષ્ટાંત બીજું જ્યોતિ મધ્યે જ્યોતિ મળતી હોય,
તો બે મળ્યેથી પ્રકાશ અધિકો કયમ લેખે સહુ કોય ?

માટે 'अहं ब्रह्मास्मि' એવું કહેનારાં વચનને આપણે કદી સત્ય તરીકે સ્વીકારી શકીએ નહીં.

હું સાગર છું બોલે લવણજી, સત્ય કહે તે વાણી કવણજી;
જીવ કદાપિ બ્રહ્મ ન થાયજી, નદી ઉલટી વહી મૂળ ન સમાયજી.

**ભક્તિનો મહિમા**

ગ્રન્થના છેલ્લા ભાગમાં કવિએ ભક્તિનો જે મહિમા વર્ણવ્યો છે અને જ્ઞાનના કરતાં એનું જે ચઢિયાતાપણું બતાવ્યું છે તે કવિના આન્તર જીવનને ઉકેલવા માટે સૌથી વિશેષ ઉપયોગનું છે —

વ્યર્થ ભણ્યા ભક્તિવણ વેદજી, રાવણ દીધો રઘુપતિ ખેદજી.

રાવણને વેદનો અભ્યાસ હતો, એનામાં જ્ઞાન હતું, છતાં શ્રી રામચંદ્રજીને એણે ઘણો ખેદ આપ્યો. એવું ભક્તિવિહોણું જ્ઞાન શા ખપનું?

ભક્તિ મણિ ને દીપક જ્ઞાનજી, અભય સભયાદિ કર માનજી.

ભક્તિ મણિ છે ને જ્ઞાન દીપક છે; તેજ બન્નેમાં છે, છતાં દીપકને બુઝાઈ જવાનો ભય ક્ષણે ક્ષણે છે, મણિના પ્રકાશને એવો કોઈ જાતનો ભય નથી. મણિને મૂકીને દીપકને કોણ સંઘરશે? વળી ભક્તિ સ્ત્રી છે, અને એ તો જાણીતી વાત છે કે સ્ત્રી સ્ત્રીથી મોહાય નહીં. આથી ભક્તિ માયામાં મોહાય એવો સંભવ નથી. પણ જ્ઞાન અને વૈરાગ્ય એ બન્ને વ્રજ ભાષામાં પુલ્લિંગ છે, તેથી એ બન્ને માયારૂપી સ્ત્રીના મોહમાં ફસાઈ પડે એવું પૂરેપૂરૂં જોખમ છે:—

નહિ મોહ સ્ત્રીને સ્ત્રી થકી, છે માયા પણ સ્ત્રીદેહ;
ભક્તને ન દમે અન્ય તે, સમજવું કારણ એહ.
પુલ્લિંગ જ્ઞાન વૈરાગ્ય, યોગાશ્રિત તત્સમ સોહે,
તે માટ્ય પીડા પ્રધાન દે છે, નારી નરને મોહે.

અન્ય પ્રકારે ભક્તિનું જ્ઞાનાદિક કરતાં ચઢિયાતાપણું દાખવતાં કવિ કહે છે:

ભવતારણ નૌકા ભક્તિ, દારૂ, તુમ્બી જ્ઞાનાદિક;
નાવે સકળ સહજે અભય, ત્યાં સ્વયમપિ શ્રમ સહબ્હીક.

ભવાબ્ધિ તરવાને માટે ભક્તિ નૌકા જેવી છે, અને તેમાં નિર્ભયતા રહે છે, પણ જ્ઞાનાદિક તો કાષ્ઠ કે તુંબડા

જેવાં છે, તે વાપરવાથી શ્રમ પણ વધારે લેવો પડે છે, અને જોખમ પણ વધારે ખેડવું પડે છે.

**જ્ઞાન-વૈરાગ્ય : ભક્તિનાં સન્તાનો**

જ્ઞાન અને વૈરાગ્ય એ બે તો ભક્તિનાં સન્તાન જેવાં છે; અને ગાયની પાછળ પાછળ વાછરડાં જેમ ચાલ્યાં આવે તેમ એ બન્ને ભક્તિની પાછળ ચાલ્યાં જ આવે છે.

એ ભક્તિના બે પુત્ર છે, જ્ઞાન વૈરાગ્ય કહાવે;
જ્યાં ગાય ઘરમાં આવી રહેજે વત્સ ચાલ્યાં આવે.

જ્ઞાનાદિકથી તો મોક્ષ માત્ર મળે છે, પણ ભક્તિથી તો ભગવાન મળે છે :

ભક્તિનું ફળ ભગવંત નિજ, જ્ઞાનાદિનું ફળ મોક્ષ.

એવી મુક્તિ કોને રુચશે ?

ઢોકળાં સરખી મુક્તિથી, જન પ્રેત થાય પ્રસન્ન;
જે ભક્તિ ઘેબર ભોગિયા, તેનું ન માને મંન.

રેતી પીલવાથી જેમ તેલ નીકળી શકતું નથી, પાણી વલોવવાથી જેમ માખણ પ્રાપ્ત થઈ શકતું નથી, તેમ કૃષ્ણભક્તિ વિના કંઈ પણ કલ્યાણ સિદ્ધ થઈ શકતું નથી. ભક્તિ વિના કોટિ પ્રયત્ન કર્યા છતાં પણ ફલસિદ્ધિ થતી નથી. એથી ઉલટું, ભક્તિ વડે ઓછા શ્રમથી પરમ પદની પ્રાપ્તિ થઈ શકે છે. ભક્તિ વડે ભગવાનને મેળવવા એ કોડી સાટે રત્ન મેળવવા બરાબર છે. માટે ભક્તિ એ જ શ્રેષ્ઠ સાધન છે, અને એના વિનાનાં બીજાં અગણિત સાધનો નકામાં છે.

નહીં વેળુ પીલે તેલ કદિ, જલ મથે નવનીત ન્હોય;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણભક્તિ વિના ભદ્ર ન જોય.

..............................................

ગતિ થાય નહીં ભક્તિ વિના, કોઈ કરો કોટિ પ્રયત્ન;
ભક્તિ સ્વલ્પશ્રમ પરમ પદ, જ્યમ કોડી સાટે રત્ન.

..............................................

શું થાય અગણિત સાધને, વણ ભક્તિ સુંદર શ્યામ?
જો ભક્તિ છે તો કોઈ સાધનતણું છે નહીં કામ.

એ જ પ્રમાણે 'ભક્તિપોષણ' ગ્રન્થમાં કવિ કહે છે કે :

"શ્રીકૃષ્ણ ભક્તિ અંક છે, બીજાં સાધન સર્વ શૂન્ય."

એ ભક્તિ ચાંડાળને પણ તારવાને સમર્થ છે.

'ભક્તિ તારે ચાંડાળને જેમાં કોઈ ન શુભ આચર્ણ;
શું પછી કહેવું તેહનું, ઉદ્ધારે અધમ અન્ય વર્ણ.'

એ ભકિતના બે પ્રકાર છે: સાધનરૂપા (અથવા જીવકૃતિસાધ્ય) અને ફલરૂપા (અથવા પ્રભુદત્ત). પહેલી નવ પ્રકારની છે :

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

**પ્રેમલક્ષણા ભક્તિ**

પણ એ નવ પ્રકારની ભક્તિ કરતાં વિશેષ ઉંચી અને વિશેષ રસભરી એવી જે પ્રેમલક્ષણા ભક્તિ તે તો વ્રજની ગોપીઓમાં હતી. એ પ્રેમરસનાં ખરાં પીછાણનારાં ફક્ત ગોપીજનો જ હતાં,—અને દયારામ. અન્યને દુર્લભ એવો એ ભક્તિરસ ગોપીજનોને સુલભ હતો. આપણા દયારામને પણ એ એટલો જ સુલભ હતો. એ ભક્તિના

કોમળ, મધુરા, અદ્‌ભુત વેગીલા, તીવ્ર તનમનાટ ઉપજાવનારા ભાવોથી ઊભરાતા અને છલકાતા કવિહૃદયમાંથી સંયોગ અને વિયોગના, હર્ષ અને શોકના, પ્રેમ અને ક્રોધના, સુખ અને સન્તોષના, દુઃખ અને દર્દના, તલસાટ અને તૃપ્તિના, રીસામણાં અને મનામણાંના, ઊર્મિઓના અને ઉકળાટના, શુભ સંવેદનોના અને પ્રણયકલહોના વિધવિધ પ્રસંગોનું નિરૂપણ કરતાં પદો, ભજનો, ગરબીઓ, ઊર્મિકાવ્યો વગેરે રૂપે જે શૃંગારકાવ્યોનાં પીયૂષઝરણાં વહ્યાં છે તે કવિહૃદયમાંથી જેવાં નીકળ્યાં તેવાં જ અખિલ ગુજરાતના નરોએ, અને તેથી પણ વિશેષ ગુજરાતની નારીઓએ સ્વીકાર્યાં છે અને સત્કાર્યાં છે, અને ગુજરાતના લાડીલા ભક્તકવિ તરીકે એ ઝરણાંઓના વહેવડાવનારને અવિચળ ગૌરવવન્તું પદ પ્રાપ્ત થઈ ચૂક્યું છે. અત્યન્ત લલિત અને મનોહર કલ્પનામાં રમતું 'લોચનમનનો ઝઘડો' અને 'હનુમાનગરૂડસંવાદ,' મીરાંબાઈના ભક્ત જીવનના ચમત્કૃતિ ભરેલા વિવિધ પ્રસંગોને અતિ સરળ, સાદી, અને સંક્ષિપ્ત છતાં રસભરી શૈલીમાં વર્ણવતું 'મીરાંચરિત્ર' અને 'પ્રેમપરીક્ષા' એ કાવ્યોની 'મધુરપ, ઝમક, ઝળકાટ અને વિહ્‌વળતા' ગુજરાત કદી પણ વિસારી શકશે શું? કવિશ્રી ન્હાનાલાલના હંમેશને માટે છપાઈ રહે એવા યાદગાર શબ્દોમાં કહીએ તો "એમની ગરબીઓ એટલે ગુજરાતને આંગણે આંગણે ને ચોકે ચોકે જાણે ફુલડાં વેર્યાં; ને અમ્મર વણકરમાતાં ફુલડાં...ગુજરાતી સંસારમાં દયારામભાઈ ગરબીઓથી જીવે છે અને જીવશે. દયારામભાઈ ગુજરાતણની જીભે બેઠા છે, કંઠે ઢળ્યા છે, હૈયે ગુંજે છે."

**વિશુદ્ધ ભક્તિભાવ**

આઠ કુવા ને નવ વાવડીરે લોલ, સોલસેં પનિહારીની હાર;
મારા વાલાજી હો, હાવાં નહિ જાઉં મહી વેચવારે લોલ.

એ અને એવી બીજી કેટલીક ગરબીઓનું પરમ હાર્દ સમજાવવાને, એના ગૂઢાર્થ ઉકેલવાને વિદ્વાનોએ ખાસ પરિશ્રમ લીધો જણાય છે. એવા પરિશ્રમની લેશ પણ અપેક્ષા રાખ્યા વિના કેવળ સરલતાથી ગુજરાતની રસભીની રમણીઓએ એ ગરબીઓના શૃંગારને શુદ્ધ પ્રેમભક્તિના શૃંગાર તરીકે અભિનન્ઘો છે, અપનાવ્યો છે, ભરમેદનીમાં વિના સંકોચે ગાયો છે અને ગવડાવ્યો છે, અને–અને પ્રભુભક્તિના વિશુદ્ધ ભાવથી ભીંજાઈને આત્માના ઉંડાણમાં તેમ જ બહારની સૃષ્ટિમાં આનન્દનાં, ઉલ્લાસનાં, પવિત્રતાનાં અદ્‌ભુત આન્દોલનો ઉપજાવ્યાં છે. ‘ વંઠેલી જેવી, લોકલાજને ન ગણતી, કૃષ્ણ સાથે વ્યભિચારવાસના રાખતી, ગોપીઓની જારપ્રીતિરૂપ ભક્તિયોગ ’નું વર્ણન એ ગરબીઓમાં કરાયલું છે એમ જો કોઈએ કહ્યું હોય તો તેનો ઇનકાર કરવાની અપેક્ષા રહે છે ખરી ? વર્ષો થયાં ચાલતી આવેલી આ ગરબીઓ ગાવાની પ્રથા અને તેની સાથે સંકળાયલા પ્રભુભક્તિના વિશુદ્ધ અને નિર્મળા ભાવ વડે ગુજરાતનું નારીહૃદય એવા કથનની સામું અબોલ બોલે ચિરકાલીન પુકાર કરી રહ્યું છે, ત્યાં પુરાવાઓ અને દલીલોનું સ્થાન ક્યાં ? “I swear, I swear there is no lascivious note in these lines of our friend Dayaram” એ શબ્દોથી આરંભ કરીને શ્રીયુત ગોવર્ધનરામ પોતાની નવલકથાના નાયક સરસ્વતી-ચંદ્ર પાસે કહેવડાવે છે કેઃ—“Science I love, but not

at the cost of this–the sweet living heaven of the poverty–stricken angels of my country. Can't give them up for the highest blessings of the western civilisation!" (વિજ્ઞાન મને પ્રિય છે, પણ આના ભોગે–મારા દેશના રંક ફિરસ્તાઓના મધુરા સાચા સ્વર્ગને ભોગે વિજ્ઞાન મારે નથી જોઈતું. પશ્ચિમની સંસ્કૃતિના ઉંચામાં ઉંચા લાભને માટે એને ગુમાવવાનું મારાથી બની શકશે નહીં).

### જીવનનો ઉલ્લાસ

'જીવનનો ઉલ્લાસ' એ વર્તમાન સાહિત્યનો પ્રધાન સૂર છે એમ કહેવામાં આવ્યું છે. વૃદ્ધાવસ્થાએ પહોંચેલા કે કાળના કરાળ મુખમાં ગ્રસ્ત થયેલા કવિવરો વિષે હું નથી કહેતો, પણ તે સિવાયના અદ્યતન કવિવરોના સાહિત્યમાં 'જીવનનો ઉલ્લાસ' આપણે કેટલો નિરખીએ છીએ? રાય અને રંકની, ગરીબ અને તવંગરની, ઉચ્ચ અને નીચની અસમાનતા તેમને મુંઝવે છે, ધર્મને નામે ચાલતાં ધતીંગો તેમને પરેશાન બનાવે છે, સ્વતંત્રતાની લડત માટેના સ્વાર્પણની ભાવના તેમના હૃદયને ઉછળાવે છે, અન્યાયપૂર્વકની સત્તા સામે બંડ ઉઠાવવાને તેઓનો આત્મા ખળભળી ઊઠે છે. આપણા સાહિત્યનાં અને આપણા જીવનનાં આ સઘળાં નૂતન તત્ત્વોને હું સત્કારૂં છું, અને સન્માનું છું. છતાં પણ અદ્યતન કવિતાસાહિત્યમાં 'જીવનનો ઉલ્લાસ ક્યાં?' એ પ્રશ્ન તો અનુત્તર જ રહે છે. જીવનના વ્યવહારમાંથી 'ઉલ્લાસ' મેળવવાની જે મુશ્કેલી આપણને

નડે છે તે જ પ્રાચીન કાળના આપણા તત્ત્વજ્ઞોને હંમેશ નડતી રહી છે. જગતના મહાન્ ધર્મોપદેશક તરીકે સ્વીકારાયલા ભગવાન્ ગૌતમ બુદ્ધને પણ એ મુશ્કેલીના અનુભવે જ 'सर्वं दुःखं सर्वं क्षणिकम्' એવો ઉદ્ઘોષ કરવાની દીર્ઘ ચિન્તનને પરિણામે જરૂર જણાઈ હતી. જનહૃદયના ઉંડાણને માપવાનું અદ્દ્ભુત કૌશલ ધરાવનારા, અન્તરના કૂમળા અને પ્રેમલ ભાવોને સફળતાથી નિરૂપનારા, 'ઉત્તર-રામચરિત'ના કર્તા મહાકવિ શ્રી ભવભૂતિએ પણ એમના નાટકના આરંભમાં જ શ્રી રામચંદ્રજીને મુખે કહાવ્યું છે કેઃ—

एते हि हृदयमर्मच्छिदः संसारभावा येभ्यो बीभत्समानाः सन्त्यज्य सर्वान्कामानरण्ये मनीषिणो विश्राम्यन्ति।

(આ સંસારના ભાવો એવા હૃદયના મર્મનું છેદન કરનારા છે કે તેનાથી કંટાળીને સઘળા કામના વિષયોનો ત્યાગ કરીને મનીષી પુરુષો અરણ્યમાં વિશ્રાન્તિ લે છે.)

આપણા ભક્ત કવિઓને પણ જીવનના 'ક્ષુલ્લક' વ્યવહારમાંથી 'ઉલ્લાસ' પ્રાપ્ત ન થતો હોય તો તેમાં નવાઈ જેવું નથી. શ્રીકૃષ્ણ ભગવાનના ચરિત પ્રત્યે જનહૃદય હમેશાં આકર્ષાતું રહ્યું છે, તેનું કારણ 'જીવનનો ઉલ્લાસ' એમાં સભર ભર્યો છે એ જ હું માનું છું. ભક્તિ સંપ્રદાયના સ્થાપક શ્રીમદ્ વલ્લભાચાર્યે જનમંડળના ઉપર જે મહદુપકાર કર્યો છે તે એ જ છે કે શ્રીકૃષ્ણ પરમાત્મા તરફના અનન્ય ભક્તિભાવથી એમણે જનહૃદયને ભીંજાવ્યાં છે. એમણે નિર્ગુણ શ્રુતિઓનો કરેલો ઉકેલ કે અદ્વૈતવાદ સ્વીકારવા છતાં જીવ અને જગત્ એ બન્ને બ્રહ્મથી ભિન્ન છે એમ

સાબીત કરવાનો એમણે લીધેલો પરિશ્રમ જેટલો સફળ થયો હોય તેના કરતાં લોકસંઘનાં–સ્ત્રીપુરુષ આબાલવૃદ્ધ સર્વના હૃદયમાં કેવળ સગુણ બ્રહ્મની ઉપાસનાથી એટલે સમર્થરૂપે ન સીંચી શકાય એવો જે અકથ્ય ભક્તિભાવનો અમૃતરસ એમણે સીંચ્યો છે તે બદલ મારૂં હૃદય એમને નમ્યા વગર રહેતું નથી. ભક્ત કવિશ્રી દયારામભાઈએ પણ માનવીને દુર્લભ એવા ‘જીવનના ઉલ્લાસ’ની જે અનુપમ લહાણુ કરી છે તે બદલ આપણે એમના હંમેશના ઋણી થયા છીએ. જેના વિના જીવન એ એક ભારરૂપ લાગે તેવી આત્માની ઉંડી જરૂરિયાત એમણે પૂરી પાડી છે.

### ભક્ત અને કવિ

દયારામને કવિ કહેવા કે ભક્ત કહેવા? આ પ્રશ્નને કોઈ અતકર્ય કારણે અસાધારણ અગત્ય મળી ગયેલું જણાય છે. નરસિંહ મહેતાને માટે એવો પ્રશ્ન કોઇએ ઉઠાવ્યો છે? મીરાંબાઈને માટે એવો સંદેહ કોઈને ઉપજ્યો છે? ‘નરસૈંયો: ભકત હરિનો’ એ પુસ્તક શ્રીયુત મુનશીએ લખ્યું છે. મીરાંબાઈ પણ ભક્તકવિ તરીકે જ સર્વત્ર પૂજાઈ છે. દયારામ ભક્ત હતા અને કવિ પણ હતા. શ્રીકૃષ્ણની ભક્તિ એમના આત્મામાં વણાઈ ગઈ હતી. એ ભક્તિભર્યા અન્તરમાંથી પ્રેમરસથી છલબલતાં કાવ્યઝરણાંઓ ઝર્યાં હતાં.

‘દયારામકૃત કાવ્યમણિમાલા’ના જે પાંચ ભાગો પ્રકટ થયા છે, ‘દયારામકાવ્યસુધા’નું પુસ્તક જે પ્રકાશન પામ્યું છે, ‘શ્રી દયારામવાણી,’ ‘શ્રી ભક્તિપોષણ,’ ‘પુષ્ટિપથરહસ્ય તથા ષડ્ઋતુવર્ણન અને હરિભક્તચંદ્રિકા’ વગેરે

ગ્રન્થો જે પ્રસિદ્ધ થયા છે, રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળને હાથે દયારામનું જે ચરિત્ર આલેખાયું છે, સદ્ગત તેલીવાલા અને પ્રો. જેઠાલાલ શાહને હાથે એમનું આન્તર જીવન ઉકેલવાનો જે પ્રયત્ન થયો છે તે સર્વ 'ભક્તકવિ' તરીકે કવિશ્રી દયારામભાઈનું ઉચ્ચ પદ નિર્વિવાદપણે સાબીત કરે છે.

અને એમ છતાં–દયારામ ભક્ત નથી, પણ તેના જમાનાના બળને લઈ તેને 'ભક્ત થવું પડ્યું' એવું જો કહેવામાં આવતું હોય તો તે વિષે શું કહેવું? 'જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મ વધી પડે છે ત્યારે ત્યારે ઈશ્વરને જન્મ લેવો પડે છે' એવું જ્યારે કહેવામાં આવે ત્યારે તે આપણે સમજી શકીએ છીએ, કારણ કે ઈશ્વર મૂળ સ્વભાવે અજન્મા–જન્મરહિત છે. ચાંદોદ જેવા પવિત્ર સ્થળમાં જન્મ, માતપિતાના શુભ સંસ્કાર, સાધુસંતોનો સમાગમ, ભજનાદિકનો સહેલાઈથી મળતો આનન્દ, ભટ્ટજી ઇચ્છારામનો સમાગમ અને તેમના તરફથી પ્રાપ્ત થયેલું ભક્તિસંપ્રદાયના સિદ્ધાન્તોનું જ્ઞાન અને ભક્તિરસનું થયેલું પોષણ, તેમની જ પ્રેરણાથી હિન્દુસ્તાનનાં તમામ પવિત્ર સ્થળોની ત્રણ ત્રણ વખત કરાયલી યાત્રાઓ અને તેને પરિણામે અનુભવાયલી ધર્મભાવના, વૈષ્ણવ મહારાજો અને અન્ય ભાવિક જનોનો સમાગમ, તે વખતના ગુજરાતમાં ફેલાયલું ધર્મનું વાતાવરણ, અને એ સૌથી વધારે, કવિને જન્મથી જ પ્રાપ્ત થયેલું શ્રીકૃષ્ણ પ્રત્યેનું સ્વાભાવિક વલણ એ સર્વને લીધે એને 'ભક્ત થવું પડ્યું' એમ જો

કહેવામાં આવતું હોય તો તેમાં કંઇ વાંધો લેવા જેવું નથી. જગત્‌ની મહાન્ વિભૂતિઓ તરીકે જે સર્વત્ર વન્દનીય ગણાય છે તે મહાત્માઓને પણ એવી જ રીતે જગત્‌ના ઉદ્ધારક અને તારક 'થવું પડ્યું' એમ આપણે કહી શકીએ. પરન્તુ દયારામને 'ભક્ત થવું પડ્યું' એ વડે જો એમ સૂચન થતું હોય કે એનું ભક્તપણું એ કેવળ દંભ હતો અને ભક્ત હોવાનો એ માત્ર ઢોંગ જ કરતા હતા, તો એ સૂચન જ એવું છે કે સત્યને ખાતર એનો સખ્તમાં સખ્ત વિરોધ કર્યા વગર આપણને ચાલે નહીં. કમનસીબે જે જવાબદાર વ્યક્તિએ દયારામને ભક્ત થવું પડ્યું એમ કહ્યું છે તેણે સંદિગ્ધતાને માટે લેશ પણ અવકાશ રહેવા ન દેતાં અતિશય સ્પષ્ટ શબ્દમાં કહ્યું છે કે:

'દયારામ માનવી છે, ભક્ત નથી; તે પ્રણયને તેના સ્વાભાવિક વિષય પરથી ખસેડી શકતો નથી.'

### દયારામ ઉપર નિરાધાર આક્ષેપ

એ કથનને કેટલાંક વર્ષો વીતી ગયા છતાં, દયારામ વિષે અતિ વિપુલ સાહિત્ય અત્યારે ઉપલબ્ધ હોવા છતાં એમના એ વિચારમાં કશોએ ફેર પડ્યો નથી. 'ગુજરાત અને તેનું સાહિત્ય' એ વિષેના અંગ્રેજી પુસ્તકમાં તેઓ લખે છે:—

"Dayaram had not the making of a helpless gopi in him, nor the humility and self-surrender of a bhakta. The efforts of a prudish generation to conceal his foibles have failed. Dayaram was

human, all too human. His sex instinct was powerful; he loved women for what they were and for what they could give him; and he could not relinquish himself to the pure bhakti which while it abhorred women in life, lingered long and fondly over the imaginary amours of Radha and Kṛshna. He could not be the bride of an imaginary Kṛshna; he sought delight in admiring women as they sang the garba or bathed in the river."

(અનાથ ગોપીનો ભાવ દયારામની પ્રકૃતિના ઘડતરમાં જ નહોતો. ભક્તની નમ્રતા અને આત્મસમર્પણ પણ એનામાં નહોતાં. એમનાં દૂષણોને ઢાંકવાના ચોખલિયા જમાનાના પ્રયત્નો નિષ્ફળ ગયા છે. દયારામમાં માનવતા હતી, શુદ્ધ માનવતા હતી. એની જાતીય વાસના પ્રબળ હતી; સ્ત્રીઓ જે કંઈ હતી અને સ્ત્રી તરીકે તેઓ જે કંઈ એને આપી શકે એમ હતું, તેને માટે એ સ્ત્રીઓને ચહાતો હતો, અને જીવનવ્યવહારમાં સ્ત્રીઓને ધિક્કારવા છતાં રાધા અને કૃષ્ણના કાલ્પનિક સંભોગો વિષે મુગ્ધ બનીને ચિર કાળ સુધી બદ્ધલક્ષ્ય રહેવું એવા પ્રકારની શુદ્ધ ભક્તિમાં તદ્રૂપ બનવાનું એને માટે શક્ય નહોતું. કલ્પિત કૃષ્ણની વધૂ થવાનું એનાથી બને એમ નહોતું. સ્ત્રીઓ ગરબા ગાતી હોય કે નદીમાં નહાતી હોય ત્યારે સ્નેહકુતુકમોદથી તેમને નિહાળવાનો આનન્દ એ શોધતો.)

'એક વર્યો ગોપીજનવલ્લભ, નહીં સ્વામી બીજો.'

એમ ગાનારા ભક્તકવિ દયારામભાઈને વિષે આવા ઉદ્ગારો કાઢવામાં આવે ત્યારે એ ઉદ્ગારો દયારામને તો જરાયે લાગુ પડી શકે એવા નથી અને એ વચનો સત્યથી વેગળાં છે એટલું તો આપણે કહેવું પડે.

**કવિનું વિપુલ સાહિત્ય**

શ્રીયુત નારાયણદાસ પરમાનંદદાસ શાહે અથાક પરિશ્રમ લઈને કવિના ભક્તશિષ્ય તથા અન્ય વિદ્વાનોની સહાયથી કવિનાં અનેક કાવ્યોની ગ્રન્થમાળા પ્રકટ કરવા માંડી છે તે પરથી કવિએ રચેલા વિપુલ સાહિત્યની સમૃદ્ધિ આપણને સુલભ થઈ છે. હજી પણ બીજા અનેક ગ્રન્થો એમની તથા અન્ય સજ્જનોની ખંતથી આપણને મળશે એવો સંભવ રહે છે. હિંદી, મારવાડી, દક્ષિણી, પંજાબી ને ગુજરાતી એ સર્વ ભાષામાં દયારામભાઈએ કાવ્યો રચ્યાં જણાય છે. જે કાવ્યો પ્રસિદ્ધ થયાં છે તેમાંનાં 'રસિકવલ્લભ' જેવાં કેટલાંક વિદ્વદ્ભોગ્ય છે, કેટલાંક લોકભોગ્ય છે. વ્યાવહારિક જીવનના ઉપયોગની, બોધ આપનારી, શાસ્ત્રીય સિદ્ધાન્તો સમજાવનારી એમ અનેક પ્રકારની રચનાઓ એમણે રચી છે. કવિએ કેટલું વિપુલ સાહિત્ય અર્પ્યું છે તે દાખવવા ઉપરાંત કવિના હૃદયમાં પ્રેમભક્તિ કેવો નિરન્તર વાસો કરી રહી હતી અને કવિનું આન્તર જીવન કેવું વિશુદ્ધ અને ભગવત્પરાયણ હતું તેનો અચ્છો ખ્યાલ એ રચનાઓથી આવી શકશે, પણ કવિના તરફથી જે લોકભોગ્ય સાહિત્ય ગુજરાતની જનતાને સાંપડ્યું છે–એનાં પદો, ભજનો,

ગરબીઓ વગેરે—એ તો વર્ષો થયાં ગુજરાતનાં નરનારીઓનાં હૃદયમાં હંમેશને માટે છપાઇને ચોંટી રહ્યું છે. કવિ દયારામના શૃંગારને સુવર્ણ સરખા શબ્દોમાં જડિત તેજસ્વી રત્ન સમો સદ્ગત સાક્ષરશ્રી નવલરામભાઈએ ભાખ્યો છે. એ શૃંગાર સ્થૂલ વિષયો તરફ લઈ જનારો કે આત્માની અધોગતિ આણનારો નથી; એ શૃંગાર પ્રભુ તરફ લઇ જનારો અને આત્માની ઉન્નતિ સાધનારો છે. એવા શૃંગારનાં પદોની સંખ્યા કવિ પાસેથી આપણને સાંપડેલા વિપુલ સાહિત્યના પ્રમાણમાં 'નહીં જેવી' હોય તો એ આપણી કમનસીબી છે, કારણ કે એનાં મૂલ્ય ઘણાં મોંઘાં છે. એ પદો કવિહૃદયના ઊંડાણમાંથી નીકળ્યાં છે, અને જનહૃદયના ઊંડાણ સુધી પહોંચી ગયાં છે. એ પદો આપણા સાહિત્યની શોભારૂપ છે. એ પદો વડે કવિએ અક્ષય કીર્તિ સંપાદન કરી છે. પ્રાચીન સાહિત્યયુગના એ છેલ્લા કવિ તરફથી મળેલા એ કીમતી વારસાને ગુજરાત અતિ પ્રેમથી સાચવશે અને કૃતકૃત્ય થશે.

### ભટ્ટજીના સમાગમની અસર

ભટ્ટજી ઈચ્છારામના સમાગમથી ચકડોળે ચઢેલા કવિના ચિત્તને શાન્તિ મળી, એમની શંકાઓનું સમાધાન થયું.

સહુ શંકાનો નિર્ધાર કીધો, મળ્યા ભક્તિનિષ્ઠ;
ભટજી મહારાજ કહાવે, ડાકોરાધીશ જેના ઇષ્ટ.

ભક્તિસંપ્રદાયના સિદ્ધાન્તો એમણે જાણ્યા, ભક્તિનો ભાવ એમના હૃદયમાં સુદૃઢ થયો, શ્રીકૃષ્ણની એમને લગની લાગી. એ ઉપરાંત, ભટ્ટજીની જ પ્રેરણાથી હિન્દુસ્તાનનાં

પવિત્ર સ્થળોની યાત્રાઓ એમણે પગે ચાલીને કીધી. પરિણામે ભક્તિરસનો વિપુલ ઓઘ એમના હૃદયમાં ઊલટ્યો હશે. કુદરતના સૌન્દર્યનું એમણે જે પાન કર્યું હશે, મનુજ-હૃદયના પ્રેમલ ભાવોનો એમણે જે અનુભવ કર્યો હશે તેને લીધે પ્રભુ ઉપરાંત કુદરત અને માનવહૃદયના ભેદ પણ એમને ખુલ્લા થયા હશે, અને એમની કવિત્વશક્તિમાં વિશેષ સામર્થ્ય આવ્યું હશે. જે જે યાત્રાનાં સ્થળો એમણે જોએલાં તેનો નિર્દેશ પણ એમણે 'રસિકવલ્લભ'ના જ ગ્રંથમાં કર્યો છે. પહેલી યાત્રા દરમ્યાન ગોસ્વામી શ્રી વલ્લભલાલજી મહારાજે વડોદરા મુકામે દયારામભાઈને બ્રહ્મસમ્બન્ધ કરાવ્યો :

સર્વાત્મનિવેદન કર્યું, સર્વે સમર્પ્યું કૃષ્ણ;
આ લોક ને પરલોકની, છૂટી ગઇ સહુ તૃષ્ણ.

૧૮૫૮માં કવિએ મનમરજાદ લીધી, એટલે પોતાને હાથે રસોઈ કરીને જમવું અને ઠાકોરજીને ભોગ ધરાવવો એવી કાચી મરજાદ પાળવાનું વ્રત એમણે લીધું. બીજી યાત્રા વખતે–સંવત ૧૮૬૧માં એમણે પાકી મરજાદ લીધી, એટલે સ્વયંપાકી થવા ઉપરાંત સેવ્ય સ્વરૂપને સાક્ષાત્ ભોગ ધરાવીને જમવાનું વ્રત એમણે લીધું. ત્રીજી વખતની યાત્રા એમણે ૧૮૬૫ માં પૂરી કરી અને પછી હંમેશને માટે એમણે ડભોઈમાં નિવાસ કર્યો. એમની કથા શ્રવણ કરનારાઓ તથા ભક્તજનોની સહાયથી પેટ પૂરતું એમને મળી રહેતું. એક જ વખત એ જમતા. વસ્ત્રપરિધાનમાં વરણાગિયા હોવા છતાં સાદું જીવન ગાળતા. પ્રભુભજનમાં ઘણો સમય

ઘડમથલમાં પડતાં એ હૃદયના છૂપા ભાવોને ઝીલવાની શક્તિ આપણે દિનપ્રતિદિન ગુમાવતા જઈએ છિયે. એ ભાવ એના હૃદયમાં જાગ્યા, એ ભાવને એની પ્રાસાદિક વાણીમાં એણે વ્યક્ત કર્યા, અને તરત જ ગુજરાતની જનતાને હૃદયે હૃદયે એ ઘોષના પ્રતિઘોષ સંભળાયા. પ્રચારનાં સાધનો એ વખતે અલ્પ હતાં, યન્ત્રની કળાઓ હજી પ્રાથમિક અવસ્થામાં હતી, રેડિયોનું તો નામનિશાન પણ હતું નહીં, અને હાલમાં વિવેચનને નામે પરસ્પરની સ્તુતિઓનાં જે પઠનપાઠન થાય છે તેનો તો કેવળ અભાવ હતો. છતાં એની કાવ્યરચનાઓમાં સાચું સુવર્ણ હતું, અને કંઈ પણ વિલમ્બ વિના, કોઈ પણ જાતના પ્રચાર વિના એનું મૂલ્ય અંકાયું. દયારામે બજાવેલી એ વેણુના નાદે જનતાનાં હૃદય વિહ્વળ કરી મૂક્યાં. ગુજરાતની રમણીઓએ પણ એ વેણુનાદ સાંભળ્યો, અને તેઓનાં હૃદયમાં કોઈ અપૂર્વ તાલાવેલી લાગી. આજે આપણું રાસસાહિત્ય ઘણું સમૃદ્ધ થયું છે. નાનાલાલ, બોટાદકર, ખબરદાર, કેશવ હ. શેઠ વગેરે અનેક કવિઓએ વિષયોના વૈવિધ્ય વડે, ઢાળની પસંદગીમાં ચોકસાઈ વડે, પદરચનાના સૌષ્ઠવ વડે એ સાહિત્યની રસસમૃદ્ધિમાં ઘણો વધારો કર્યો છે. છતાં પણ કોણ કહેશે કે નારીહૃદયમાં છુપાયલા ઊંડા ભાવને સાદી, સરળ, છતાં સુમધુર શૈલીમાં વ્યક્ત કરનારી ભક્ત કવિ દયારામની ગરબીઓનાં મૂલ્ય લેશમાત્ર પણ ઓછાં થયાં છે? આજે પણ દયારામ ગુર્જર સુન્દરીઓના કંઠમાં વસ્યો છે, તેઓના ચિત્તમાં પરોવાયો છે, તેઓના આત્મામાં લીન થયો છે. ખરેખર! દયારામ અમર છે, અને જ્યાં સુધી

ગુજરાતમાં સ્ત્રીઓ હશે, એ સ્ત્રીઓને હૃદય હશે, અને એ હૃદયમાં સ્ત્રીજાતિને સહજ સુકોમળ ભાવો ભરેલા હશે ત્યાં સુધી 'ગરબા' એ ગુજરાતનું રસભર્યું વિશિષ્ટ વિનોદસાધન રહેશે અને એ ગરબામાં દયારામની કૃતિઓ પણ પોતાનું સ્વાભાવિક ગૌરવ અને માધુર્ય સિદ્ધ કરીને દયારામની અમરતા વિષે સબળ સાક્ષ્ય પૂરશે.

અર્વાચીન કાવ્યસાહિત્યમાં જે અનેક પ્રકારની નવીનતા આપણને દૃષ્ટિગોચર થાય છે તે પ્રાચીન કવિ દયારામની કૃતિઓમાં નથી એ કારણે જો દયારામની કવિતાનું મૂલ્ય ઓછું આંકવામાં આવે તો એમાં જે આક્ષેપ સમાયલો છે તે એકલા દયારામ ઉપર નથી, પણ આપણા સમગ્ર પ્રાચીન સાહિત્ય ઉપર છે. નરસિંહ મહેતા મીરાંબાઈ, અખો, ધીરો અને બીજા અનેક કવિઓએ જે ભક્તિરસનાં પૂર રેલાવ્યાં તેના ઉપર એ આક્ષેપ છે. એ કવિઓએ પોતાની રચનાઓ વડે જનતાનાં સૂક્ષ્મ જીવનને પોષ્યું છે અને સમૃદ્ધ કર્યું છે. દુ:ખીઆંને દિલાસો આપવાની, અનાથને આશ્વાસન આપવાની, કરમાયલાં જીવનને વિકસાવવાની, જીવનનો ઉલ્લાસ આણવાની અદ્‌ભુત શક્તિ એ ભક્ત કવિઓની રચનાઓમાં રહેલી છે. એ સાહિત્યકૃતિઓને આપણી રસસામગ્રીના નાનકડા ભંડારમાં અણમોલા ધન તરીકે આપણે સંઘરી છે અને સાચવી છે. એ ભૂતકાળના સાહિત્યની સાથેના આપણા સમ્બન્ધમાં વિશ્લેષ આણવો એ શક્ય પણ નથી તેમ જ ઇષ્ટ પણ નથી. વર્તમાન સાહિત્યની દૃષ્ટિએ આપણા ભૂતકાળના સાહિત્યની તુલના

કરવી એ ભૂતવર્તમાનના ભેદને ભૂલી જવા જેવું છે. એમાં આપણા ભૂતકાલીન સાહિત્યને અન્યાય થવાનો પૂરેપૂરો સંભવ છે. છતાં એવી તુલનાનો જ આગ્રહ ધરવામાં આવે તો પણ એક વાત તો સર્વ કોઈને સ્પષ્ટ કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી, અને તે એ કે અનેક પ્રકારનાં નવાં દૃષ્ટિબિન્દુઓ અને નવીન રચનાપ્રયોગો છતાં આપણા અર્વાચીન કવિઓ વિશાળ જનતાના હૃદયના ઊંડાણ સુધી પહોંચવામાં પ્રાચીન કવિઓના જેટલી સફળતા મેળવી શક્યા નથી. આ એક બીના એટલા મહત્ત્વની છે કે તે પરથી હૃદયને સ્પર્શવાને માટે અનુકૂલ એવા જે ખાસ કાવ્યગુણો પ્રાચીન કવિઓની કવિતામાં રહેલા છે તે ગુણો તેટલા પ્રમાણમાં આપણા અર્વાચીન કવિઓ પોતાની કૃતિઓમાં હજી સુધી નથી લાવી શક્યા એવા અનુમાન ઉપર આપણે વગરસંકોચે આવી શકીએ. આપણા પ્રાચીન કવિઓએ પોતાના વિચાર અને વાણીમાં એવું રચનાકૌશલ સાધ્યું હતું કે તેને પરિણામે જનતાને પોતાના જ હૃદયના આન્તરભાવોનું અચ્છું પ્રતિબિમ્બ પડેલું એમનાં કાવ્યોમાં જણાતું હતું. એ વખતના સંસ્કારી હૃદયની ઊંડામાં ઊંડી ભાવના ધર્મની હતી. સ્વ. ન્યાયમૂર્તિ ચંદાવરકર ઘણી વખતે કહેતા તે પ્રમાણે હિન્દુ બાળક માતાના સ્તન્યપાનની સાથે જ ધર્મભાવનાના પોષક તત્ત્વનું પણ પાન કરતો જાય છે. આ કારણથી ધર્મ પ્રત્યે તેને પ્રીતિ વિશેષ હોય છે, અને ધર્મના પોષક તત્ત્વ માટેની તની ભૂખ પણ દિનપ્રતિદિત વધતી જતી હોય છે એથી પણ આગળ વધીને આપણે કહી શકીએ કે એ ભૂખ થોડા

કે વત્તા પ્રમાણુમાં માનવ માત્રની છે. વિજ્ઞાનની ખોટી સમજને લીધે અથવા કૃત્રિમ વિરોધી બળોના ચાલુ આક્રમણુને લીધે રૂશિયા જેવા દેશમાં કોઈ સમયને માટે એ ભૂખ જનતામાંથી દબાઈ ગઈ હોય એવું ક્ષણુવાર આપણુને જણાય, પણુ માનવપ્રકૃતિનું બંધારણુ જોતાં એ ભૂખની સહજતા અને સાર્વત્રિકતાના ઐકાન્તિક નિશ્ચયને એવા આકસ્મિક અને અશાશ્વત અપવાદોથી લેશ પણુ બાધ આવતો નથી. એ ભૂખ તૃપ્ત કરવાનાં સબળાં સાધન તરીકે ધર્મ વિષેનું જ્ઞાન અને પ્રભુભક્તિ એ જ મહત્ત્વનાં જણાયાં છે. એ પ્રભુભક્તિ જનહૃદયના ઊંડાણુમાં રહેલી છે. સર્વ દેશમાં અને સર્વ કાળમાં એ ભક્તિ જનહૃદય ઉપર પોતાનું સમગ્ર બળ દાખવી રહી છે એ ભક્તિ ઉપર અમુક વ્યક્તિનો કે અમુક મંડળનો કે અમુક દેશનો પણુ ઈજારો નથી. એ ભાવ સાર્વત્રિક છે. આપણા દેશમાં પણુ એ ભાવ પરાપૂર્વથી ઊતરી આવેલો છે. વેદમંત્રોના આદ્ય દ્રષ્ટાઓનાં હૃદય પણુ એ ભક્તિભાવથી રંગાયલાં હતાં. **अधिकं तु भेदनिर्देशात्** એ સૂત્ર વડે ભગવાન્ બાદરાયણે જેની અધિકતાનો નિર્દેશ કરેલો છે, '**अणोरणीयान् महतो महीयान्**' વગેરે વચનોથી ઉપનિષદો જેને વિરુદ્ધ ધર્મના આશ્રય તરીકે ઓળખાવે છે તે પરમ તત્ત્વને એ ભક્તિભાવ પોતાનો વિષય બનાવે છે, અને ભક્તિના જૂદા જૂદા પ્રકાર વડે તેની ઉપાસના કરે છે. એ પરમ તત્ત્વ અનેક સ્વરૂપે વિલસતું હોવા છતાં પ્રેમના પ્રકટ સ્વરૂપ તરીકે શ્રીકૃષ્ણુનું આકર્ષણુ સૌથી વિશેષ હોવાને કારણે માનવહૃદયના

ભક્તિભાવનું સ્વાભાવિક આલમ્બન એ બની રહે છે. એ ભક્તિભાવ દયારામ જેવા કવિહૃદયમાં સભર ભર્યો હતો. એ ભક્તિભાવને પ્રકટ કરવાને અનુકૂલ એવી સાદી છતાં સચોટ વાણી ઉપર એનું સંપૂર્ણ પ્રભુત્વ હતું. સ્ત્રી હૃદયના કોમળ ભાવોની એને સારી રીતે પિછાન હતી. ગોપીઓનાં ચિત્તને એણે ઓળખ્યાં હતાં, એટલું જ નહીં પણ ગોપીભાવ એણે પ્રાપ્ત કર્યો હતો. આ કારણોને લીધે જ એની કવિતામાં સાચા રૂપિયાનો રણકાર હતો. એ રણકારથી જનહૃદયને એણે મુગ્ધ કર્યાં એમાં શી નવાઈ?

ગરબી સિવાય બીજાં પણ અનેક કાવ્યો એણે લખ્યાં છે. હિન્દુસ્તાનીમાં પણ એણે ઘણું લખ્યું છે. 'રસિકવલ્લભ' 'ભક્તિપોષણ' વગેરે અનેકાનેક કાવ્યોમાં શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનું પોતાનું ઊંડું જ્ઞાન એણે વ્યક્ત કર્યું છે તેની સાથે પોતાની કાવ્યશક્તિનો અપૂર્વ પ્રભાવ પણ એણે સ્થળે સ્થળે દાખવ્યો છે. છતાં પણ એની ગરબીઓ તરફ મને પોતાને ખાસ પક્ષપાત છે. સ્ત્રીઓને જ નહીં, પણ પુરુષોને પણ એ ગરબીઓએ પોતાનો અજબ મોહ લગાડ્યો છે. એ ગરબીઓને આપણે કદી પણ ભૂલી શકીશું નહીં. એ ગરબીઓ અને બીજાં અનેક રસભર્યાં કાવ્યો વડે આપણા કાવ્યસાહિત્યને ઉજ્જવળતા અર્પનાર આપણા ભક્તકવિ દયારામને આપણાં વન્દન હો!

(મુંબાઈની દયારામજયન્તી પ્રસંગે
પ્રમુખપદેથી ભાષણ, તા. ૨૪-૮-૧૯૩૯)

ઘડમથલમાં પડતાં એ હૃદયના છૂપા ભાવોને ઝીલવાની શક્તિ આપણે દિનપ્રતિદિન ગુમાવતા જઈએ છિયે. એ ભાવ એના હૃદયમાં જાગ્યા, એ ભાવને એની પ્રાસાદિક વાણીમાં એણે વ્યક્ત કર્યા, અને તરત જ ગુજરાતની જનતાને હૃદયે હૃદયે એ ઘોષના પ્રતિઘોષ સંભળાયા. પ્રચારનાં સાધનો એ વખતે અલ્પ હતાં, યન્ત્રની કળાઓ હજી પ્રાથમિક અવસ્થામાં હતી, રેડિયોનું તો નામનિશાન પણ હતું નહીં, અને હાલમાં વિવેચનને નામે પરસ્પરની સ્તુતિઓનાં જે પઠનપાઠન થાય છે તેનો તો કેવળ અભાવ હતો. છતાં એની કાવ્યરચનાઓમાં સાચું સુવર્ણ હતું, અને કંઈ પણ વિલમ્બ વિના, કોઈ પણ જાતના પ્રચાર વિના એનું મૂલ્ય અંકાયું. દયારામે બજાવેલી એ વેણુના નાદે જનતાનાં હૃદય વિહ્વળ કરી મૂકયાં. ગુજરાતની રમણીઓએ પણ એ વેણુનાદ સાંભળ્યો, અને તેઓનાં હૃદયમાં કોઈ અપૂર્વ તાલાવેલી લાગી. આજે આપણું રાસસાહિત્ય ઘણું સમૃદ્ધ થયું છે. નાનાલાલ, બોટાદકર, ખબરદાર, કેશવ હ. શેઠ વગેરે અનેક કવિઓએ વિષયોના વૈવિધ્ય વડે, ઢાળની પસંદગીમાં ચોકસાઈ વડે, પદરચનાના સૌષ્ઠવ વડે એ સાહિત્યની રસસમૃદ્ધિમાં ઘણો વધારો કર્યો છે. છતાં પણ કોણ કહેશે કે નારીહૃદયમાં છુપાયલા ઊંડા ભાવને સાદી, સરળ, છતાં સુમધુર શૈલીમાં વ્યક્ત કરનારી ભક્ત કવિ દયારામની ગરબીઓનાં મૂલ્ય લેશમાત્ર પણ ઓછાં થયાં છે? આજે પણ દયારામ ગુર્જર સુન્દરીઓના કંઠમાં વસ્યો છે, તેઓના ચિત્તમાં પરોવાયો છે, તેઓના આત્મામાં લીન થયો છે. ખરેખર! દયારામ અમર છે, અને જ્યાં સુધી

ગુજરાતમાં સ્ત્રીઓ હશે, એ સ્ત્રીઓને હૃદય હશે, અને એ હૃદયમાં સ્ત્રીજાતિને સહજ સુકોમળ ભાવો ભરેલા હશે ત્યાં સુધી 'ગરબા' એ ગુજરાતનું રસભર્યું વિશિષ્ટ વિનોદસાધન રહેશે અને એ ગરબામાં દયારામની કૃતિઓ પણ પોતાનું સ્વાભાવિક ગૌરવ અને માધુર્ય સિદ્ધ કરીને દયારામની અમરતા વિષે સબળ સાક્ષ્ય પૂરશે.

અર્વાચીન કાવ્યસાહિત્યમાં જે અનેક પ્રકારની નવીનતા આપણને દૃષ્ટિગોચર થાય છે તે પ્રાચીન કવિ દયારામની કૃતિઓમાં નથી એ કારણે જો દયારામની કવિતાનું મૂલ્ય ઓછું આંકવામાં આવે તો એમાં જે આક્ષેપ સમાયલો છે તે એકલા દયારામ ઉપર નથી, પણ આપણા સમગ્ર પ્રાચીન સાહિત્ય ઉપર છે. નરસિંહ મહેતા, મીરાંબાઈ, અખો, ધીરો અને બીજા અનેક કવિઓએ જે ભક્તિરસનાં પૂર રેલાવ્યાં તેના ઉપર એ આક્ષેપ છે. એ કવિઓએ પોતાની રચનાઓ વડે જનતાનાં સૂક્ષ્મ જીવનને પોષ્યું છે અને સમૃદ્ધ કર્યું છે. દુઃખીઆંને દિલાસો આપવાની, અનાથને આશ્વાસન આપવાની, કરમાયલાં જીવનને વિકસાવવાની, જીવનનો ઉલ્લાસ આણવાની અદ્‌ભુત શક્તિ એ ભક્ત કવિઓની રચનાઓમાં રહેલી છે. એ સાહિત્યકૃતિઓને આપણી રસસામગ્રીના નાનકડા ભંડારમાં અણમોલા ધન તરીકે આપણે સંઘરી છે અને સાચવી છે. એ ભૂતકાળના સાહિત્યની સાથેના આપણા સમ્બન્ધમાં વિશ્લેષ આણવો એ શક્ય પણ નથી તેમ જ ઇષ્ટ પણ નથી. વર્તમાન સાહિત્યની દૃષ્ટિએ આપણા ભૂતકાળના સાહિત્યની તુલના

કરવી એ ભૂતવર્તમાનના ભેદને ભૂલી જવા જેવું છે. એમાં આપણા ભૂતકાલીન સાહિત્યને અન્યાય થવાનો પૂરેપૂરો સંભવ છે. છતાં એવી તુલનાનો જ આગ્રહ ધરવામાં આવે તો પણ એક વાત તો સર્વ કોઈને સ્પષ્ટ કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી, અને તે એ કે અનેક પ્રકારનાં નવાં દૃષ્ટિબિન્દુઓ અને નવીન રચનાપ્રયોગો છતાં આપણા અર્વાચીન કવિઓ વિશાળ જનતાના હૃદયના ઊંડાણ સુધી પહોંચવામાં પ્રાચીન કવિઓના જેટલી સફળતા મેળવી શક્યા નથી. આ એક બીના એટલા મહત્ત્વની છે કે તે પરથી હૃદયને સ્પર્શવાને માટે અનુકૂલ એવા જે ખાસ કાવ્યગુણો પ્રાચીન કવિઓની કવિતામાં રહેલા છે તે ગુણો તેટલા પ્રમાણમાં આપણા અર્વાચીન કવિઓ પોતાની કૃતિઓમાં હજી સુધી નથી લાવી શક્યા એવા અનુમાન ઉપર આપણે વગરસંકોચે આવી શકીએ. આપણા પ્રાચીન કવિઓએ પોતાના વિચાર અને વાણીમાં એવું રચનાકૌશલ સાધ્યું હતું કે તેને પરિણામે જનતાને પોતાના જ હૃદયના આન્તરભાવોનું અચ્છું પ્રતિબિમ્બ પડેલું એમનાં કાવ્યોમાં જણાતું હતું. એ વખતના સંસ્કારી હૃદયની ઊંડામાં ઊંડી ભાવના ધર્મની હતી. સ્વ. ન્યાયમૂર્તિ ચંદાવરકર ઘણી વખતે કહેતા તે પ્રમાણે હિન્દુ બાળક માતાના સ્તન્યપાનની સાથે જ ધર્મભાવનાના પોષક તત્ત્વનું પણ પાન કરતો જાય છે. આ કારણથી ધર્મ પ્રત્યે તેને પ્રીતિ વિશેષ હોય છે, અને ધર્મના પોષક તત્ત્વ માટેની તેની ભૂખ પણ દિનપ્રતિદિન વધતી જતી હોય છે. એથી પણ આગળ વધીને આપણે કહી શકીએ કે એ ભૂખ થોડા

કે વત્તા પ્રમાણમાં માનવ માત્રની છે. વિજ્ઞાનની ખોટી સમજને લીધે અથવા કૃત્રિમ વિરોધી બળોના ચાલુ આક્રમણને લીધે રૂશિયા જેવા દેશમાં કોઈ સમયને માટે એ ભૂખ જનતામાંથી દબાઈ ગઈ હોય એવું ક્ષણવાર આપણને જણાય, પણ માનવપ્રકૃતિનું બંધારણ જોતાં એ ભૂખની સહજતા અને સાર્વત્રિકતાના ઐકાન્તિક નિશ્ચયને એવા આકસ્મિક અને અશાશ્વત અપવાદોથી લેશ પણ બાધ આવતો નથી. એ ભૂખ તૃપ્ત કરવાનાં સબળાં સાધન તરીકે ધર્મ વિષેનું જ્ઞાન અને પ્રભુભક્તિ એ જ મહત્ત્વનાં જણાયાં છે. એ પ્રભુભક્તિ જનહૃદયના ઊંડાણમાં રહેલી છે. સર્વ દેશમાં અને સર્વ કાળમાં એ ભક્તિ જનહૃદય ઉપર પોતાનું સમગ્ર બળ દાખવી રહી છે એ ભક્તિ ઉપર અમુક વ્યક્તિનો કે અમુક મંડળનો કે અમુક દેશનો પણ ઈજારો નથી. એ ભાવ સાર્વત્રિક છે. આપણા દેશમાં પણ એ ભાવ પરાપૂર્વથી ઊતરી આવેલો છે. વેદમંત્રોના આદ્ય દ્રષ્ટાઓનાં હૃદય પણ એ ભક્તિભાવથી રંગાયલાં હતાં. **अधिकं तु भेदनिर्देशात्** એ સૂત્ર વડે ભગવાન્ બાદરાયણે જેની અધિકતાનો નિર્દેશ કરેલો છે, '**अणोरणीयान् महतो महीयान्**' વગેરે વચનોથી ઉપનિષદો જેને વિરુદ્ધ ધર્મના આશ્રય તરીકે ઓળખાવે છે તે પરમ તત્ત્વને એ ભક્તિભાવ પોતાનો વિષય બનાવે છે, અને ભક્તિના જૂદા જૂદા પ્રકાર વડે તેની ઉપાસના કરે છે. એ પરમ તત્ત્વ અનેક સ્વરૂપે વિલસતું હોવા છતાં પ્રેમના પ્રકટ સ્વરૂપ તરીકે શ્રીકૃષ્ણનું આકર્ષણ સૌથી વિશેષ હોવાને કારણે માનવહૃદયના

ભક્તિભાવનું સ્વાભાવિક આલમ્બન એ બની રહે છે. એ ભક્તિભાવ દયારામ જેવા કવિહૃદયમાં સભર ભર્યો હતો. એ ભક્તિભાવને પ્રકટ કરવાને અનુકૂલ એવી સાદી છતાં સચોટ વાણી ઉપર એનું સંપૂર્ણ પ્રભુત્વ હતું. સ્ત્રી હૃદયના કોમળ ભાવોની એને સારી રીતે પિછાન હતી. ગોપીઓનાં ચિત્તને એણે ઓળખ્યાં હતાં, એટલું જ નહીં પણ ગોપીભાવ એણે પ્રાપ્ત કર્યો હતો. આ કારણોને લીધે જ એની કવિતામાં સાચા રૂપિયાનો રણકાર હતો. એ રણકારથી જનહૃદયને એણે મુગ્ધ કર્યાં એમાં શી નવાઈ?

ગરબી સિવાય બીજાં પણ અનેક કાવ્યો એણે લખ્યાં છે. હિન્દુસ્તાનીમાં પણ એણે ઘણું લખ્યું છે. 'રસિકવલ્લભ' 'ભક્તિપોષણ' વગેરે અનેકાનેક કાવ્યોમાં શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનું પોતાનું ઊંડું જ્ઞાન એણે વ્યક્ત કર્યું છે તેની સાથે પોતાની કાવ્યશક્તિનો અપૂર્વ પ્રભાવ પણ એણે સ્થળે સ્થળે દાખવ્યો છે. છતાં પણ એની ગરબીઓ તરફ મને પોતાને ખાસ પક્ષપાત છે. સ્ત્રીઓને જ નહીં, પણ પુરુષોને પણ એ ગરબીઓએ પોતાનો અજબ મોહ લગાડ્યો છે. એ ગરબીઓને આપણે કદી પણ ભૂલી શકીશું નહીં. એ ગરબીઓ અને બીજાં અનેક રસભર્યાં કાવ્યો વડે આપણા કાવ્યસાહિત્યને ઉજ્જવળતા અર્પનાર આપણા ભક્તકવિ દયારામને આપણાં વન્દન હો!

(મુંબાઈની દયારામજયન્તી પ્રસંગે
પ્રમુખપદેથી ભાષણ, તા. ૨૪-૮-૧૯૩૯)

'ગરવી ગુજરાત'નું જે ગીત આપે હમણાં જ સાંભળ્યું તે જો આપના હૃદયમાં કવિનું સ્મરણ કરાવવાને અને કવિ તરફ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરાવવાને સમર્થ ન નીવડ્યું હોય તો મારા કે બીજા વક્તાઓના ભાષણ માત્રથી ભાગ્યે જ આપના હૃદય ઉપર કંઈ પણ અસર કરી શકાશે એમ હું માનું છું. "જય જય ગરવી ગુજરાત" એ ગીતે ગુજરાતની પ્રજાને જાગ્રત્ કરી છે, ગુજરાતને પોતાના ગૌરવનું ભાન કરાવ્યું છે, ગુજરાતમાં નવો જુસ્સો આણ્યો છે, ગુજરાતમાં નવું ચેતન પ્રકટાવ્યું છે, ગુજરાતનું એ "National song" (પ્રજાકીય ગીત) બની રહ્યું છે. એ ગીતથી આજની સભાના કાર્યનો આરંભ થાય એ સર્વથા યોગ્ય જ છે.

આજના જેવી સભાના આરંભકાર્યમાં કોઈ મંગલ ગીત ગાવું એ સંપ્રદાય ઘણો સામાન્ય અને જાણીતો છે એવાં આરંભનાં મંગલગીતો સભાનું મન રંજન કરવા માટે જરૂરનાં હોય છે; પણ 'જય જય ગરવી ગુજરાત' ગીત જો આપણાં મન રંજન કરવા ઉપરાંત કંઈ વિશે કરતું હોય, જો એ ગીત આપણા આત્માને વિશેષ ઓજસ્વ બનાવતું હોય, જો એ ગીત આપણને જાગ્રત્ કરીને કંઇ વિશેષ પરાક્રમની દિશા તરફ પ્રેરતું હોય તો તેટલે અંશે સભાનું મનરંજન કરવું એ જ જે શૈલીનો મુખ્ય ગુણ છે તેના કરતાં કવિ નર્મદની 'મસ્ત' શૈલી વધારે ચઢિયાતી છે એમ આપણે નિર્ભયપણે કહી શકીએ.

કેટલીક વખતે ઘણા નાના પ્રસંગોમાં માણસનું હૃદય એવી ઉત્કટ લાગણીઓનો અનુભવ કરે છે કે તે લાગણીઓને વાણીમાં પ્રકટ કરતી વખતે અમુક પ્રકારનો સંકોચ અને સંયમ રાખવાની તેને જરૂર જણાયા વગર રહે નહીં. આ પ્રસંગે હું પણ કંઈક એવી જ લાગણીનો અનુભવ કરી રહ્યો છું. એ લાગણી જો કેવળ આનન્દની હોત તો તો ઘણી સહેલાઇથી હું આપની આગળ તે લાગણી પ્રકટ કરી શકત, પણ એ લાગણી પ્રકટ કરતાં મને જે સંકોચ રહે છે તેનું મોટું કારણ એ છે કે આ આનન્દની લાગણીની સાથે જે ઊંડું તત્વ ભળેલું છે તે અભિમાનનું છે. અત્યારે હું આપની સમક્ષ ઊભો છું તે નર્મકવિતા અને નર્મગદ્ય વગેરે પુસ્તકો પોતાના અભ્યાસ ખંડમાં રાખીને વાંચ્યાં કરનાર પુસ્તકિયા પંડિત તરીકે નહીં

પણ સુરતના શહેરી તરીકે ઊભો છું એમ મને લાગે છે, અને એ જ મારા અભિમાનનું કારણ છે એ શહેરી તરીકેનું અભિમાન સારૂં કે ખોટું તે વિષે કદાચ મતભેદનો અવકાશ હશે, પણ એ અભિમાનમાં અત્યારે તો હું પણ ખેંચાતો હોવાથી મને તો એ અભિમાન સારૂં જ લાગે છે, અને તેની સાથે મને એમ પણ લાગ્યા વિના રહેતું નથી કે એવું અભિમાન સુરતના તમામ શહેરીઓમાં પણ વ્યાપેલું જ છે. સુરત પોતાની નાની મોટી અનેક વસ્તુઓને માટે મગરૂર થઈ શકે એમ છે. સુરતની મીઠાઈ, સુરતની ઘારી, સુરતની શેવ, સુરતની ગાડીઓની શરતો, સુરતની કનકવાની રમતો, સુરતના મેળાઓ એવી અનેક વસ્તુઓને માટે આપણું સહેલાણી અને રંગીલું શહેર અભિમાન ધરાવી શકે એમ છે. પણ ખાદ્ય, પેય અને અન્ય વિહારનાં સાધનો માટે સુરત જેટલું અભિમાન ધરાવી શકે તેના કરતાં ઘણું વિશેષ અભિમાન ધરાવવાનું સુરતને એ કારણ છે કે તેણે એક એવા કવિને જન્મ આપ્યો છે કે જેણે વિવિધ ખાદ્ય પેય પદાર્થોથી ન મટી શકે એવી આત્માની ઊંડી ભૂખને મટાડી છે, જેણે સુરતમાં નવો જુસ્સો અને ચેતન પ્રકટાવ્યું છે, જેણે સુરતને જીવતું, જાગતું, અને બોલતું કર્યું છે, જેણે સુરતને "Dumb monster" (મૂગા રાક્ષસ)ની સ્થિતિમાંથી મનુષ્યત્વમાં આણ્યું છે, અને જેના વડે સુરતે મહાન્ અને શાશ્વત કીર્તિ સંપાદન કરી છે. એ વીર પુરુષને માટે સુરતને અભિમાન ન હોય એવું બની શકે જ નહીં અને એવું છે પણ નહીં. આજના સભાકાર્યની શરૂઆતમાં જ આપણા માનવન્તા પ્રમુખ સાહેબે સુરતના

ત્રણ 'નન્ના'ઓનું આપણને સ્મરણ કરાવ્યું તેવી રીતે સુરતે એ ત્રણ 'નન્ના'ઓનું સ્મરણ કેટલીએ સભામાં કીધું હશે! અને તેમાં પણ વિશેષ એ છે કે નવલરામને માટે 'નવલ' એવું ટૂંકું નામ આપણે વાપરતા નથી, નન્દશંકરને માટે 'નન્દ' એવું ટૂંકું નામ આપણે વાપરતા નથી, પણ નર્મદાશંકરને માટે તો બહુધા 'નર્મદ' એ ટૂંકું પણ વિશેષ મમતાસૂચક નામ જ આપણે વાપરીએ છિયે; અને એ જ બતાવી આપે છે કે નર્મદાશંકર તરફ સુરતનું હૃદય કંઈક વિશેષ પ્રેમની દૃષ્ટિથી ઢળે છે, અને નર્મદાશંકરને માટે સુરતને કંઇક વિશેષ અભિમાન છે. 'એ અભિમાનને પરિણામે સુરતે નર્મદને માટે શું કર્યું?' એવું જો કોઈ આપણને પૂછે તો તેનો જવાબ આપતાં આપણને કંઇક ગુંચવણ નડ્યા વગર રહે નહીં એ ખરૂં, પણ તે છતાં એટલું તો મને નિઃશંકપણે લાગ્યા વગર રહેતું નથી કે સુરતને 'વીર નર્મદ'ને માટે સંપૂર્ણ અભિમાન તો છે જ, અને

આ તે શા તુજ હાલ! સુરત સોનાની મૂરત!
થયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સૂરત!

એવાં અને એથી પણ વિશેષ મમતાસૂચક વચનો કહેનારા એ પનોતા પુત્રને સુરત કદી વીસરી શકે એમ નથી.

એ કવિનો જન્મ ઈ. સ. ૧૮૩૩ના આગસ્ટ મહિનાની ૨૪મી તારીખે થયો હતો, અને એનું અવસાન ઈ. સ. ૧૮૮૬ના ફેબ્રુઆરી મહિનાની ૨૫મી તારીખે થયું હતું. આ પ્રસંગે કવિના જીવનની ટૂંકી રૂપરેખા દોરીને તે આપની આગળ રજુ કરવાનો મારો વિચાર હતો, પણ

આજની સભામાં વક્તાઓની સંખ્યા ઘણી મોટી છે એ એક જ વાત ધ્યાનમાં લેતાં અને સાક્ષરશ્રી નવલરામભાઈએ કવિના જીવનની વિગતોને જે રમણીય ખોખામાં ગોઠવી છે તેમાંથી કાઢી લઈને એ જીવનની છૂટક છૂટક વિગતો અસ્તવ્યસ્ત સ્થિતિમાં આપના તરફ ફેંકવી એ આજના પ્રસંગને માટે મને અનુચિત જણાયાથી કવિનું જીવન-ચરિત્ર નવલરામભાઈની સમર્થ લેખની વડે લખાયલું છે તે જ આપની અનુકૂળતાએ વાંચી લેવાની ભલામણ કરીને હું વિરમું છું. એ કવિના જીવનની ઝીણી ઝીણી વિગતો કરતાં પણ એના કવિતાના તથા ગદ્યના ગ્રન્થો ઉપર એ કવિના વીર આત્માનો પ્રભાવ વિશેષ સ્ફુટ સ્વરૂપમાં પડેલો છે એવું મને લાગે છે. એ કવિનો સમય કેવો હતો તેનો તાદૃશ ચિતાર એ કવિની કૃતિઓ જ આપણી આગળ ખડો કરવાને સમર્થ છે, કારણ કે એ **સમયમૂર્તિ** હતા. એના સમયનું આબેહૂબ પ્રતિબિમ્બ પડેલું આપણે એની કૃતિઓમાં જોઇએ છિયે. એ સમયે ગુજરાતનો તરુણ વર્ગ અંગ્રેજી વિદ્યાના પરિચયમાં પહેલી જ વખત આવવા માંડ્યો હતો. પશ્ચિમના સુધારાની નવીનતાએ શિક્ષણ પામતા યુવાનોને પહેલી જ વખત એ તરફ આકર્ષ્યા હતા. દરેક સમાજમાં સુધારણાને માટે અવકાશ હોય છે, તેમ આપણા સમાજમાં પણ સુધારણાને માટે અવકાશ હોય તેમાં કંઈ નવાઈ જેવું નથી. એ સામાજિક દૂષણો દૂર કરવા તરફ યુવાનોનું લક્ષ ખાસ જાય એ સ્વાભાવિક જ છે. એ દૂષણોના તીવ્ર ભાન સાથે પશ્ચિમના નવીન, અને તેથી જ વિશેષ આકર્ષક લાગતા

સુધારાએ નવશિક્ષિત વર્ગના પુરુષો ઉપર અજબ મોહિની ફેલાવી દીધી હતી, અને પશ્ચિમનું એટલું સારૂં એવો ભ્રમમૂલક વિચાર ઉત્પન્ન કર્યો હતો.

"पुराणमित्येव न साधु सर्वं
न चापि सर्वं नवमित्यवद्यम् ॥"

"જૂનું તે જ સારૂં અને નવું ખોટું એવું કંઈ નથી" એ કાલિદાસનું વચન જેટલું સત્ય છે તેટલું જ "નવું તે જ સારૂં અને જૂનું તેટલું ખોટું એવું કંઈ નથી" એ વચન પણ સત્ય છે. છતાં પશ્ચિમના સુધારાની મોહિનીને લીધે એ સત્ય ભૂલી જવાયું હતું, અને ઉચ્છેદક સુધારાની સબળ ઝુંબેસ ચાલી રહી હતી. કવિ નર્મદાશંકર એ સુધારાના સૈન્યના અગ્રણી હતા, અને એમણે એક મોટા અને ઉત્સાહી મંડળને પોતાની પાછળ ખેંચ્યું હતું. "યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે" એ જુસ્સાદાર વચનોથી સુધારાના ક્ષેત્રમાં ઘૂમવાને માટે એમણે પોતાના સૈન્યને સજ્જ કર્યું હતું. એમની નર્મકવિતા–જેને 'સુધારાનું બાઈબલ' કહેવામાં આવ્યું છે, તે આ સ્થિતિનું આબેહૂબ ચિત્ર આપણી આગળ ખડું કરે છે.

'યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે' એ જુસ્સાદાર વચન કવિ નર્મદના વખતમાં સુરતે ઉપાડી લીધું હતું, અને એ જ જુસ્સાદાર વચન હાલના સુરતમાં પણ કંઈક નવીન બળ પ્રેરનારૂં થઈ પડયું છે. કોણ કહેશે કે માણસની જડતા અને કાયરતાને દૂર કરીને કાર્યસાધક વૃત્તિને માટે અનુકૂળ એવો ઉત્સાહ અને આવેશ અર્પવાનું સામર્થ્ય

એ વચનમાં નથી રહ્યું ? ' આ કાર્ય કરવા જેવું છે કે નહીં ? આ કાર્ય કર્યાથી શું પરિણામ આવશે ?" એવા એવા વિચાર કરવા એ ઘણું ડહાપણભરેલું છે, બુદ્ધિમાન્ પ્રાણી તરીકેની માણસની ઊંચી પ્રતિષ્ઠાને શોભાવનારૂં છે, પણ ઘણી વાર એવું બને છે કે લાભાલાભની તુલના કર્યાં કરવામાં માણસ એટલો મશગુલ બની જાય છે કે એ ગણનામાં ને ગણનામાં જ તેનો સઘળો સમય વ્યતીત થઈ જાય છે, અને પોતાની બુદ્ધિનાં ત્રાજવાં વડે લાભાલાભને જોખવા કરતાં કંઈ પણ વિશેષ કાર્ય તેનાથી થઈ શકતું નથી. એના કરતાં 'યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે' એ વૃત્તિ બુદ્ધિથી પર એવા કોઈ ઊંચા પ્રદેશ તરફ માણસને લઈ જાય છે, તેનામાં નવો ઉત્સાહ પ્રેરે છે, અને તેને કાર્યસાધક સ્થિતિમાં લાવવા માટે જરૂરનો જુસ્સો તેનામાં આણે છે. એ વૃત્તિ, એ જુસ્સો નર્મદાશંકરના કીમતી વારસા તરીકે આપણને મળેલો છે અને તે હજી પણ આપણે સાચવી રાખ્યો છે. આપણી દરેક પ્રવૃત્તિમાં આછી આછી પણ એ જુસ્સાની અસર જણાઈ આવ્યા વગર રહેતી નથી એમ હું કહું તો તે કેવળ અભિમાનનાં વચન નથી, પણ જે સત્ય સ્થિતિ છે તેનું જ માત્ર કથન છે એવું મને લાગે છે.

પણ ગુજરાતના સામાન્ય જનસમૂહની ગંભીર બુદ્ધિએ એ જુસ્સાના વેગમાં તણાયા જવાની સાફ ના પાડી. પશ્ચિમના સુધારાની ભુરકી વડે ભુરકાઈ જવાનું તેઓની વ્યાવહારિક બુદ્ધિએ કબૂલ કર્યું નહીં. નર્મદની ઉત્સાહભરી

પ્રવૃત્તિઓનું કંઈ પણ સંગીન ફળ આવતું એને પોતાને જણાયું નહીં. એણે ફરીથી વિચાર કર્યો. એના વિચાર બદલાયા. સુધારો શકય નથી એટલું જ નહીં, પણ સુધારો યોગ્ય નથી એવા નિર્ણય ઉપર એ આવ્યા. પોતાના બદલાયલા વિચારોથી એ શરમાયા નહીં, પોતાના વિચારોનું પરિવર્તન કબૂલ કરતાં એને લજ્જા આવી નહીં, પોતાની ભૂલ કબૂલ કરવામાં એને કંઈ એબ જણાઈ નહીં એ જ એના હૃદયનું નિખાલસપણું, એના સ્વભાવનું નિડરપણું, અને એના આત્માનું અપાર ગૌરવ બતાવી આપે છે. એ બદલાયલા વિચારના ફળ તરીકે ગુજરાતના સાહિત્યમાં એક નવીન ગ્રન્થનો ઉમેરો થયો, અને તે "ધર્મવિચાર." એ ગ્રન્થમાં પણ ગુજરાતના જનસમૂહનો ઝોક જે તરફ વળ્યો હતો તે જ આપણી દૃષ્ટિએ પડે છે, અને કવિ નર્મદે માત્ર પોતાના જમાનાની બદલાતી વૃત્તિનું પ્રતિબિમ્બ જ પોતાના ગ્રન્થમાં પાડ્યું છે એમ આપણને જણાઈ આવે છે. કવિના એ બદલાયલા વિચારો ખરા કે અગાઉના ખરા તેની ચર્ચામાં ઉતરવાનો આ પ્રસંગ નથી.

અહીં સ્વાભાવિક રીતે પ્રશ્ન ઊઠે છે કે "શું નર્મકવિતાનાં સુધારાવિષયક કાવ્યો નિષ્ફળ જ ગયાં?" આ પ્રશ્નનો જવાબ સ્પષ્ટ નકારમાં આપવાની હું હિંમત કરૂં છું. જે વખતે નર્મદ સુધારાના સૈન્યને મોખરે ઘૂમી રહ્યો હતો તે વખતે એનું મજબૂતમાં મજબૂત શસ્ત્ર તે એ કાવ્યો હતાં. એ કાવ્યમાં જે તથ્યાંશ હતો તેને લીધે એના પોતાના વખતમાં અનેક સંસ્કારી જનો એની ઊંડી અસર તળે

આવતાં, અને હજી પણ અનેક જનો એવાં છે કે જે એ કાવ્યો તરફ વિશેષ પ્રેમથી આકર્ષાય છે અને એમાં રહેલા સંગીન સત્યને સ્વીકારે છે. વિધવાઓને નડતાં વિષવિલોભનો અને વિધવાઓથી અનુભવાતી આન્તર વ્યથાઓનું કરુણ ચિત્ર એના કરતાં વિશેષ કલાથી અન્ય કવિએ ચીતર્યું હશે, છતાં વિધવાઓની દયાજનક સ્થિતિ તરફ આપણું પ્રથમ ધ્યાન ખેંચનાર અને વિધવાઓ તરફ અનુકમ્પા અને દયાની લાગણી ઉત્પન્ન કરાવીને આપણાં નયનમાંથી પ્રથમ અશ્રુ ખેરવનાર તો એ જ કવિ હતો એ વાતની કોનાથી ના પાડી શકાશે ?

પણ સુધારા સિવાય બીજા પણ અનેક વિષયો પર કવિએ સુન્દર કાવ્યો રચ્યાં છે. પ્રવાસનાં વિધવિધ સ્થળો એણે વર્ણવ્યાં છે કુદરતના અનેક સુન્દર દેખાવો એણે ચીતર્યાં છે. એનાં કુદરતનાં કાવ્યોમાં અનેક સૂક્ષ્મ વિગતો આપવા તરફ એણે જેટલું લક્ષ આપ્યું છે તેટલું કુદરતના સમગ્ર સૌન્દર્યની પ્રતીતિ કરાવવા તરફ નથી આપ્યું એવું આપણને ઘણી વેળા લાગી આવે છે, પણ તેની જ સાથે આપણે ધ્યાનમાં રાખવાનું છે કે કાવ્યકલાનો આદર્શ હાલમાં આપણે જે રાખીએ છિયે તે એના વખતમાં નહોતો રાખવામાં આવતો, અને હાલની દૃષ્ટિથી એ સમયના કવિઓની કૃતિઓનું મૂલ્ય આંકવા જતાં આપણે એક પ્રકારે તેઓને અન્યાય કરીએ છિયે એ વાત ઉઘાડી છે. કવિની મોટામાં મોટી પ્રશંસા તો એ છે કે એની પહેલાંના વખતમાં કાવ્યસરિતા અમુક સાંકડા પ્રદેશમાં જ વહ્યાં કરતી,

તેને એણે અનેક નવી દિશાઓમાં વહેવડાવી અને એ પ્રમાણે આધુનિક કાવ્યસાહિત્યના નવા જમાનાનો એણે આરંભ કર્યો.

આશકમાશુકનો પ્રેમ એણે કેટલાંક કાવ્યોમાં વર્ણવ્યો છે. લાગણીને યોગ્ય મર્યાદામાં ન રાખતાં કેવળ ઉન્મત્તતા જેવી દશા એણે પ્રાપ્ત કરેલી જેમાં જણાય છે તેવાં કેટલાંક બીભત્સ ચિત્રો તો સાહિત્યને લજવે છે, તે બાદ કરીએ તો એથી જૂદા પ્રકારનાં કાવ્યોમાં એનો શૃંગાર હૃદયના સાચા દર્દથી ભરેલો અને તેથી જ વાચકના હૃદય પર ઊંડી અસર કરે એવો છે. (જો હું ભૂલતો ન હોઉં તો) એક વખતે કવિ નર્મદના શૃંગારને દયારામના શૃંગાર કરતાં પણ ચઢિયાતો સાક્ષરશ્રી નવલરામભાઈએ ગણ્યો હતો. એ વિચાર કદાચ અસ્વીકાર્ય ગણાય તોપણ નર્મદનાં શૃંગારી કાવ્યો જિગરના સાચા સ્નેહથી ઊભરાતાં અને લાગણીના ઊંડા અનુભવથી પ્રેરાયલાં હોઈ અનેકનાં હૃદયને આકર્ષે છે એ નિઃસન્દેહ છે; અને જ્યાં સુધી માનવીનું હૃદય એ પ્રેમના તરફ કોઈક અમાનુષી વિરક્તતાથી જોતાં શીખ્યું નથી ત્યાં સુધી એ પ્રેમનાં ચિત્રો તરફ એનું આકર્ષણ કદી વિરમશે નહીં એવું આપણે કહીએ તો તે શું વધારે પડતું કહેવાશે ?

પણ પ્રેમનાં ગીતો એની પહેલાંના ઘણા કવિઓએ ગાયાં હતાં, એની પછીના ઘણા કવિઓએ પણ ગાયાં છે. એ પ્રેમ આશકમાશુકની સાંકડી વ્યવહારની પાળને તોડીને જ્યારે વધારે ઊંચા અને વધારે વિશાળ પ્રદેશ ઉપર ફરી વળે છે, એ પ્રેમ જ્યારે પ્રભુપ્રેમ કે દેશપ્રેમમાં રૂપાન્તર પામે છે ત્યારે એની રમણીયતા વિશેષ જણાય છે; અને

એ દૃષ્ટિથી જોતાં કવિ નર્મદનાં વીરરસનાં કાવ્યોએ સાહિત્યમાં અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કર્યું છે એમ આપણે કહીએ તો તે વધારે પડતું કહેવાય નહીં. કવિ નર્મદાશંકરના આત્માનું ઊંડું તત્ત્વ પિછાનવાને માટે એની પ્રકૃતિનાં અનેક લક્ષણોમાંથી જો એકને આપણે વધારે આગળ ધરી શકીએ એમ હોય તો તે વીરતાનું છે. એ કવિ હતો, સુધારક હતો, પ્રેમી હતો એ બધું ખરૂં, પણ એના સમ્બન્ધમાં જો કોઈ પણ વચન એવું કહી શકાય એમ હોય કે જેના સત્યની પ્રતીતિ સાંભળનારને સૌથી વધારે સહેલાઈથી થઈ શકે તો તે એ જ છે કે એ વીર નર્મદ હતો. એનું દેશાભિમાન, એની સ્વાતંત્ર્યપ્રીતિ, એની સત્યપરાયણતા, એનો ટેક, એનું નિખાલસપણું એ સર્વ માત્ર એની વીરતાનાં જ જૂદાં જૂદાં સ્વરૂપો હતાં. એનાં વીરરસનાં કાવ્યોમાં એના સમગ્ર આત્માનું સચોટ પ્રતિબિમ્બ પડેલું આપણને જણાય છે. એ કાવ્યો આપણને કાર્યસિદ્ધિને અનુકૂલ દશામાં લાવી મૂકે છે, એ કાવ્યો આપણામાં નવો ઉત્સાહ પ્રેરે છે, એ કાવ્યો આપણામાં નવો જુસ્સો આણે છે, એ કાવ્યો આપણા મનુષ્યત્વને બહલાવે છે, એ કાવ્યો આપણને વધારે ઓજસ્વી અને પ્રભાવશાળી બનાવે છે, એ કાવ્યો આપણા દેશાભિમાનને ('દેશાભિમાન' એ શબ્દ પણ આપણને કવિએ જ આપેલો છે) ઉત્તેજિત કરે છે, એ કાવ્યો આપણને રૂઢિનાં, અજ્ઞાનનાં, આળસનાં, કાયરપણાનાં, અને પરતન્ત્રતાનાં બન્ધનોને તોડી નાંખવાને સતત ઉપદેશ કરી રહ્યાં છે. એ કાવ્યોમાં પ્રકટ કરાયલા જુસ્સાને આપણે આપણો કીમતી વારસો ગણીએ છિયે અને એ જુસ્સાને માટે આપણે સદાયે

મગરૂર રહીએ તો તે સર્વથા યોગ્ય જ છે. "પ્રેમ અને શૌર્ય" એ કવિનું જીવનસૂત્ર હતું. પ્રેમનું જ્યોતિ બીજા અનેક કવિઓમાં પ્રકટેલું આપણા જોવામાં આવ્યું છે, પણ એ પ્રેમ જ્યાં સુધી શૌર્યની સાથે જોડાયો ન હોય ત્યાં સુધી આખરે નિસ્તેજ લાગે છે. આ કવિમાં પ્રેમની સાથે આત્માને ઉદ્રેક અર્પનારૂં શૌર્યનું તત્ત્વ ભળેલું છે એમાં જ એની મોટાઈ રહેલી છે, અને એ મોટાઈનું કારણ અન્યત્ર એટલે અંશે આપણા જોવામાં નથી આવતું એમ આપણે કહીએ તો તે કેવળ યથાર્થ જ છે એમ મને લાગે છે.

સાહિત્યમાં જેને સ્થાન આપી શકાય એવા ગદ્યનો આરંભ પણ નર્મદાશંકરે જ કર્યો. એના પહેલાંનાં લખાણો એક તરફથી તદ્દન જ ઘરગથ્થુ ભષામાં અને બીજી તરફથી બહુધા સંસ્કૃત શબ્દોથી ભરેલી આડંબરી શૈલીમાં લખાતાં હતાં. એણે જ સૌથી પહેલો સાદી, સરળ, મરોડદાર, માર્મિક, રમતી, મીઠી, જુસ્સાદાર વાણીમાં પોતાના વિચારો પ્રકટ કરવાનો આરંભ કર્યો, અને તેની સાથે જ ગદ્યસાહિત્યના નવા યુગનો ઉદય થયો. સાક્ષર શ્રી નવલરામભાઈના શબ્દોમાં કહીએ તો એની ભાષા જેવી સરળ તેવી જ રૂઢ હતી અને જેવી રૂઢ હતી તેવી જ પ્રસંગાનુસાર પ્રૌઢ પણ થતી. એ ભાષામાં એણે અનેક ઉપયોગી વિષયો ચર્ચ્યા. એ ભાષામાં એણે વિવિધ પ્રકારના સાહિત્યની સામગ્રી જગતના જૂદા જૂદા ગ્રન્થોમાંથી મેળવીને તે ગુજરાતના ચરણ આગળ ધરી. એ ભાષાનો અનેક અગત્યની માહિતી ગુજરાતને પૂરી પાડવાના સાધન તરીકે એણે ઉપયોગ કર્યો, અને પરિણામે સ્ત્રીકેળવણી વગેરે વિષયોને લગતા નિબન્ધો તેમ જ જગતના ઇતિહાસને સંક્ષેપમાં રજુ કરનારો

"રાજ્યરંગ" નામનો ગ્રન્થ વગેરે એણે લખ્યા. રામાયણનો સાર, મહાભારતનો સાર, ઈલિયડનો સાર અને બીજી અનેક પ્રકારની માહિતી સંક્ષેપમાં એના નર્મગદ્યમાંથી આપણને મળી આવે છે, અને તે ઉપરથી અથાક શ્રમ લેવાની કવિની અદ્‌ભુત શક્તિનો કંઈક ખ્યાલ આપણને આવી શકે છે.

કવિના ભગીરથ શ્રમનો પૂરેપૂરો ખ્યાલ આણવાને માટે તો એનો 'નર્મકોષ' અને 'નર્મકથાકોષ' એ બે તરફ જ ખાસ લક્ષ આપવાની જરૂર છે. 'નર્મકોષ' એ ગ્રન્થ એણે 'ગુર્જરજનની'ને જ અપર્ણ કર્યો છે. જે કામ સ્વાભાવિક રીતે અનેક માણસોની મદદ માંગે છે, જે કામ અન્યત્ર એવી રીતે અનેક માણસોના ભેગા પરિશ્રમને અન્તે જ થયેલું જોવામાં આવે છે, જે કામમાં અનેક ઉત્સાહી વિદ્વાનોને દીર્ઘકાલીન પરિશ્રમ લેવાની જરૂર પડે છે, જે કામમાં અનેક પ્રતિષ્ઠિત વિદ્વાનોના અભિપ્રાય, મસલત અને સલાહની અપેક્ષા રહે છે, જે કામમાં માણસોની શક્તિનો મોટો વ્યય કર્યા વિના ચાલતું નથી, અને જે કામમાં આર્થિક મદદ વગર સઘળું નકામું ગણાય છે તે કામ કવિ નર્મદાશંકરે એકલે હાથે, અને તે પણ કોઈની આર્થિક સહાય વિના, અને પોતે નિર્ધન હોવા છતાં ઉપાડી લીધું અને તે આવી સારી રીતે સાંગોપાંગ પાર ઉતાર્યું એ એકજ વાતનો આપણે વિચાર કરીએ છિયે ત્યારે સૂક્ષ્મ બુદ્ધિનો જેમાં વારંવાર ઉપયોગ કરવો પડે તેવાં કાર્યની પાછળ અથાક પરિશ્રમ લેવાની કવિની અદ્‌ભુત શક્તિનો અપણને ખ્યાલ આવે છે અને આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખે છે, અને તેની જ સાથે એ અથાક પરિશ્રમ લેવાને

એને પ્રેરનારી જે સેવાબુદ્ધિ તેનો આપણે વિચાર કરીએ છિયે ત્યારે વાણીથી કદી વર્ણવી ન શકાય એવા કોઈ અકથ અને ઊંડા ભક્તિભાવથી આપણું હ્રદય એના તરફ નમ્યા વગર રહેતું નથી.

એના 'નર્મકથાકોષ'માં આપણાં કથાપુરાણોને આધારે અનેક સ્ત્રી તથા પુરુષો સમ્બન્ધી પ્રાચીન દંતકથાઓની અગત્યની માહિતી સંક્ષેપમાં એણે આપી છે. એ ગ્રન્થ અત્યારે મળતો ન હોવાથી એની આપણને મોટી ખોટ જણાય છે તેની જ સાથે ગ્રન્થની ઉપયોગિતાનું પણ આપણને પૂરેપૂરું ભાન થાય છે.

વ્યાકરણ, પિંગળ, રસ, અલંકાર વગેરે વિવિધ વિષયોનો મહાન્ શ્રમ લઈને એણે અભ્યાસ કર્યો હતો, અને એ અભ્યાસ બીજાઓને વધારે સુગમ થઈ પડે તેને માટે પણ જરૂરની સામગ્રી એણે પૂરી પાડી છે.

એનાં નાટકો બહુ સફળ થયાં નહોતાં, અને તે મોટે ભાગે નિર્ધન કવિની આર્થિક જરૂરિયાતો પૂરી પાડવાના હેતુથી જ લખાયાં હતાં. નાટકકારમાં જે ઉચ્ચ કલાવિધાન અને જે સર્વાનુભવરસિકતાની આપણે અપેક્ષા રાખીએ તેની એ કૃતિઓમાં ખામી હોવાથી સાહિત્યમાં એ કૃતિઓ અમરતાને પ્રાપ્ત કરી શકે એમ નથી, તોપણ એ કવિની સાહિત્યસેવાનો પ્રદેશ કેટલો વિશાળ હતો તે જાણવા માટે એની ગણના અત્રે કરવાની જરૂર છે. "કૃષ્ણાકુમારી", "દ્રૌપદીદર્શન", "સીતાહરણ", "સારશાકુન્તલ", અને "બાળકૃષ્ણવિજય" એ પાંચ નાટક એણે લખ્યાં હતાં.

"ડાંડિયા" નામના પત્રથી એણે જે સેવા બજાવેલી તે સદા યાદગાર રહેશે. એ પત્ર વડે ધર્મને બહાને સમાજમાં દાખલ થતી અનીતિને એણે સખત શબ્દોના પ્રહારથી ઝાટકી કાઢી છે, અને મન્દિરના મહારાજો તથા ખોટા ડોળ-ઘાલુઓને એણે ઉઘાડા પાડ્યા છે. જે નિડરપણું, જે સત્યપ્રીતિ અને જે સ્વતન્ત્ર બુદ્ધિ એના આત્માનું સૌથી વિશેષ આગળ પડતું તત્ત્વ હતું તે એના "ડાંડિયા"ને સમાજસુધારણાનું મજબૂત શસ્ત્ર બનાવતું અને વિપથગામી-ઓને સન્માર્ગ તરફ પ્રેરતું.

કવિ તરીકે, સુધારક તરીકે, સાહિત્યસેવક તરીકે, કોષકાર તરીકે, અનેક રીતે આપણે નર્મદાશંકરને ઓળખીએ છિયે, પણ સૌથી વિશેષ માન તો એની વીરતાને માટે, એના સત્યપ્રેમને માટે, એના ટેકને માટે એને આપણે આપીએ છિયે. 'દેશાભિમાન' એણે જ આપણને આપ્યું છે. 'દેશાભિમાન' એ શબ્દ માત્ર એણે નથી આપ્યો પણ દેશાભિમાનની ખરી ભાવના એણે આપણામાં પ્રકટાવી છે. પરતન્ત્રતામાં સમાયલી હીનતા એણે આપણને સમજાવી છે, આપણા કુદરતી સ્વાતંત્ર્યપ્રેમને એણે પોષ્યો છે, 'પ્રેમ–શૌર્ય'નો અમૂલો મંત્ર એણે આપણને પઢાવ્યો છે તેથી આપણે એને વન્દન કરીએ છિયે.

નોકરીનો ત્યાગ કરીને સાહિત્યને જ એણે પોતાનું જીવન અર્પણ કર્યું. "મેં ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં ઝળઝળિયાં સાથે અરજ કરી કે હવે હું તારે ખોળે છઉં" એ ઊભરાઈ જતા હૃદયના કવિના શબ્દો

કોણ વિસારી શકશે ? "શેર જુવાર તો મળી રહેશે" ? સાચા સાહિત્યસેવકને શોભતો દ્રવ્યનો અનાદર કો વન્દનીય નહીં લાગે ? એણે પોતાના ગ્રન્થો અર્પણ કરવામ પણ કેવળ આર્થિક સંપત્તિને માન આપવા કરતાં પોતાન હૃદયની વૃત્તિ અને પોતાની રસિકતાને એ વધારે અનુસરે છે. પાછલી ઉમ્મરમાં પોતાના જીવનનિર્વાહ જોગા ખરચ પણ પહોંચી વળવા માટે દ્રવ્યની તંગીને લીધે એને પોતાન ટેક મૂકવો પડ્યો અને નોકરી સ્વીકારવી પડી એ પ્રસં કવિના જીવનમાં સૌથી વધારે દુઃખકર અને કરુણાજન છે. સાક્ષરશ્રી નવલરામભાઈની સમર્થ લેખની પણ કવિને આ સમયે લાગેલી હીનતા અને એના હૃદયમાં થયેલા અત્યન્ત ક્ષોભનું ઝાંખું જ દર્શન આપણને કરાવી શકે છે. છતાં એ પ્રસંગ વિષે વાંચતાં કયા સહૃદય મનુષ્યનાં નેત્રો અશ્રુથ ભીંજાયા વિના રહ્યાં હશે ? અત્યારે એ વીર નરના સત્યપ્રેમી રસિક, અને ટેકવાળા આત્માને એનાથી વિરુદ્ધ મત ધરાવ નારા અનેક જનો પણ નમી રહ્યા છે. એના અવસાનસન્દેશમ

"વીર સત્ય ને રસિક ટેકીપણું અરિ પણ ગાશે દીલથી"

એ એનાં કહેલાં યાદગાર વચનોની પૂરેપૂરી યથાર્થત તેઓ સિદ્ધ કરી રહ્યા છે. એ 'વીર નર્મદ'ની જયન્તી આપણે આજે ઉજવીએ છિયે, અને એ વીરતાના અંશ આપણામ ઊતરીને આપણને સદા સત્કાર્ય તરફ પ્રેરતા રહે એવ આપણે પ્રાર્થના કરીએ છિયે.

(નર્મદજયન્તી પ્રસંગનું ભાષણ,
છપાયું 'ચેતન'માં, માર્ચ ૧૯૨૧)

જે મહાપુરુષના બાવલાની અનાવરણવિધિ માટે આપણે આજે સર્વ ભેગા થયા છિયે તેની શતાબ્દી ૧૯૩૩માં ઊજવાઈ ગઈ. એ શતાબ્દી મુંબાઈમાં ઠાઠમાઠથી ઊજવાઈ. ગુજરાત અને બૃહદ્ ગુજરાતના નગરે નગરમાં એ ઊજવાઈ. સુરત, નર્મદની જન્મભૂમિ,

> ‘આ તે શા તુજ હાલ, સુરત સોનાની મૂરત!
> થયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સૂરત’

એમ જેને ઉદ્દેશીને નર્મદે ગાયું હતું અને જેની પડતીનાં કારણો નર્મદે વિચાર્યાં હતાં અને વર્ણવ્યાં હતાં તે સુરત એ પ્રસંગને અપૂર્વ ઉત્સાહથી ઊજવે તેમાં તો નવાઈ જ શી? સુરતનું ગુજરાતી સાહિત્ય મંડળ, જેણે હવે ‘નર્મદ

સાહિત્ય સભા'નું વિશેષ પ્રેરણાબળવાળું નામ સ્વીકાર્યું છે, તેણે એ કાર્ય સહર્ષ ઉપાડયું અને મંડળના પ્રમુખે એક વિજ્ઞપ્તિપત્ર બહાર પાડીને સુરતની જનતાનો સાચા દિલનો સહકાર શોધ્યો. એ સહકાર મેળવવો અમને જરાયે અઘરો પડ્યો નથી, કારણ કે નર્મદ પ્રત્યે મમતા અને પૂજ્યબુદ્ધિ જનહૃદયમાં મૂળથી જ કંઈ અલ્પ પ્રમાણમાં નહોતાં. એ કાર્યને અંગે જે નર્મદ શતાબ્દી સ્મારક સમિતિ સ્થપાઈ તેમાં સાહિત્ય મંડળના સભ્યો ઉપરાંત સુરતના પ્રતિષ્ઠિત નગરજનો અને સુરતની અગ્રગણ્ય સંસ્થાઓના પ્રતિનિધિઓએ જોડાઈને અમારા કાર્યને સફળ કર્યું. એ યાદગાર દિવસોમાં સુરતના નગરજનોમાં ખરેખર કંઈક જૂદું જ ચેતન પ્રકટ્યું હતું. એક તરફથી ફંડની ઉઘરાણીનું કામ જોશભેર ચાલી રહ્યું હતું તો બીજી તરફથી નર્મદ વિષે ભાષણ પણ ઠેર ઠેર ઠોકાયાં જતાં હતાં. સુરત શહેરની માધ્યમિક શાળાઓ અને મહાશાળામાંથી ભાગ્યે જ એક પણ સ્થળ એવું રહ્યું હશે કે જ્યાં કોઈ કોઈ દિવસ પણ તે સમયે નર્મદ નામના ઘોષ અને પ્રતિઘોષ ન સંભળાયા હોય. સુંદરીઓના સંઘમાં પણ આ સ્ત્રીકેળવણીના હિમાયતી, આ સ્ત્રીઓની ઉન્નતિને અર્થે સતત પ્રયત્ન કરનાર અને વિધવાઓની કરુણ સ્થિતિથી દ્રવનાર તથા વિધવાઓનાં દુઃખને પીટાડવાને તત્પર રહેનાર વીર પુરુષને અંજલિઓ અપાતી. યુવાનોને તો અસત્ય અને અન્યાયની સામે બંડ ઉઠાવનાર આ શૂરવીર યોદ્ધાની લડાયક વૃત્તિ ખાસ આકર્ષક લાગતી; અને 'યુવાનોના કવિ' તરીકે તેમણે એને જ સ્થાપ્યો હતો.

'જય જય ગરવી ગુજરાત!'

એવી રીતે ગુજરાતનું ગૌરવ ગાનાર,

'યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે'

એમ કહીને સુધારક સૈન્યને મોખરે રહી દોરવનાર,

'શંખનાદ સંભળાયે ભૈયા! શૂર પુરુષને તેડું હો'

એવા શંખનાદ સાંભળનાર અને સંભળાવનાર નિડર સૈનિકની વીર હાકલને ઉવેખી શકે એવો યૌવનભાવવિહોણો યુવાન કોઈ ન મળી આવે તેમાં જ આપણી શોભા છે.

એ ઉત્સાહના પૂરનું તાત્કાલિક પરિણામ અમારા શતાબ્દીસમારંભની સફળતામાં આવ્યું તો એનું વિશેષ સંગીન અને સ્થિર પરિણામ આજના આ મંગલ સમારંભનું નિમિત્ત બન્યું છે. નર્મદ શતાબ્દી સ્મારક સમિતિએ નર્મદનું બાવલું તૈયાર કરાવીને અત્રેની મ્યુનિસિપાલિટીને —અને તે દ્વારા સુરતની જનતાને અર્પણ કર્યું છે તેના સમ્બન્ધમાં એક બીના ખાસ આનન્દ અને ગૌરવ ઉત્પન્ન કરનારી એ છે કે એ બાવલું ગુજરાતના જ એક આશાપ્રદ યુવાન કલાકાર ભાઈ કાન્તિલાલ કાપડિયાને હાથે તૈયાર થયું છે. એ બાવલું આપણા નગરની શોભામાં વધારો તો કરશે જ, પણ આપણા નગરજનોમાં એ નવા પ્રાણ પૂરે, નવું ચેતન પ્રકટાવે, અને સાચદિલી, નિડરતા અને કર્તવ્યનિષ્ઠાના નવા ભાવ ઉત્પન્ન કરે એમ હું ઇચ્છું છું. 'ગુજરાતની અસ્મિતા' પ્રકટાવવાની તીવ્ર અભિલાષા સેવનાર, અને એ પ્રધાન હેતુને લક્ષ્યમાં રાખીને જ નવલકથા, નાટકો, નવલિકાઓ અને નિબન્ધોની કલાકૃતિઓ

અને ઇતર પ્રવૃત્તિઓ રચનાર, નર્મદના પૂજક અને ગુજરાતના એક જ્યોતિર્ધર ભાઈ કનૈયાલાલ મુનશીને હાથે નર્મદના બાવલાનો અનાવરણવિધિ થવાનો છે એ બીના પણ આજના સમારંભનું ગૌરવ વધારનારી છે. એ માનવન્તા મહેમાનને સાંભળવાની આપણી ઉત્કંઠાનો અવરોધ ન થાય એ હેતુથી નર્મદ વિષેનું મારૂં વક્તવ્ય જેમ બને તેમ ટૂંકાણમાં હું આટોપી લઈશ.

નર્મદ પોતાના 'અવસાન' વિષેના એક કાવ્યમાં કહે છે:

'નવ કરશો કોઈ શોક, રસિકડાં, નવ કરશો કોઈ શોક,
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી–રસિકડાં૦'

આગળ ચાલતાં પોતાના જીવનમર્મને સચોટ પકડીને કવિ ઉમેરે છે કે:

'વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી—રસિકડાં૦'

આધુનિક કવિ ભાઈ સુંદરમે ૧૯૩૩ માં–એટલે શતાબ્દીના વર્ષમાં–' પ્રાણવંતા પૂર્વજને ' નામનું એક કાવ્ય લખ્યું છે તેમાં નર્મદના આ ઉદ્ગારોને ઉદ્દેશીને એ કહે છે કે ' મારો શોક ન કરશો એમ તેં કહ્યું હતું, પણ તારા જેવી જિંદગીનો જગત્માં કોણ શોક કરશે? દિલનાં દરદથી ભરેલી જે આખી જિંદગી શોકની સાથે ઝૂઝવામાં જ પસાર થઈ તેને અન્તે પણ કંઈ શોક બચ્યો છે કે જે અમારે સહેવાનો બાકી રહે છે? ના, ના, એ જિંદગીએ જે ભારે જખમો અન્તરમાં નિત્ય ઝીલ્યા હતા, પ્રકાશ ફેલાવવાને માટે એકલાં એકલાં અધારામાં એણે જે હિલોળા

બાધા હતા, 'શું શું કરી નાંખું?' એવી મહત્ત્વાકાંક્ષા પ્રતિપળ સેવતાં એણે જે ઉધામા ઉઠાવ્યા હતા તેને કાજે, તે જિંદગીના જીવનારને કાજે શું નયનજળની અર્ચના જ પર્યાપ્ત છે?' કવિ ઉત્તર વાળે છે:

"ના, તારે કાજ ઓછાં ગગન બથવતાં કીર્તિનાં મંદિરોયે!
ઓછાં સૌ સ્મારકો છે નયન રિઝવતાં ગ્રંથનાં ને શિલાનાં,
રે, તારી જિંદગીની રસ–બળ–દરદે નીતરંતી કથા શું
જાતે ઓછીજ? એ તો પ્રતિજન ઉર અંકાયલું બાવલું છે!"

ગગનચુમ્બી કીર્તિના પ્રાસાદો પણ તારે માટે ઓછા છે. આંખને તૃપ્ત કરતા સ્મારકગ્રન્થો અને પત્થર (કે બ્રૉન્ઝ)નાં પૂતળાંઓ પણ તારાં સ્મારક તરીકે ઓછાં છે. રે! તારી જિંદગીની રસ, બળ અને દરદથી નીતરતી કથા એજ તારૂં ઓછું સ્મારક છે? એ બાવલું તો જન જનના હૃદયમાં હંમેશને માટે અંકાયલું છે.

નર્મગદ્ય, નર્મકવિતા અને નર્મકોશ–એ ગ્રન્થત્રિપુટીના કરતાં પણ ભાઈ સુન્દરમે નર્મદની જીવનકથાનું મૂલ્ય અહીં વધારે આંક્યું જણાય છે તે સકારણ છે, કારણ કે લેખક તરીકેની, કવિ તરીકેની, કોશકાર તરીકેની, સુધારક તરીકેની એની સઘળી પ્રવૃત્તિઓને બળવતી બનાવનારાં એના આત્માનાં ઉદાત્ત તત્ત્વો વધારે સ્ફુટ સ્વરૂપમાં આપણે એ જીવનકથામાંથી જોઈ શકીએ છિયે. એ જીવનકથામાં અનેક રસભર્યા, અનેક જોરદાર, અનેક કરુણ પ્રસંગો છે. નર્મકવિતા અને નર્મકોશના અર્પણ વિષે એણે અનુભવેલી મુંઝવણ અને એ મુંઝવણને અન્તે એણે કરેલો દૃઢ નિશ્ચય, વૈષ્ણવ

મહારાજાઓની સાથેનો પ્રસંગ, ડાંડિયાનું પ્રકાશન એ અને એવા અનેક પ્રસંગો એની નિડરતા, એની સત્યનિષ્ઠા, એના ઔદાર્યની સબળ સાક્ષી પૂરી રહ્યા છે. પણ એથીયે વધારે મહત્ત્વનો પ્રસંગ તો 'કલમ, આજથી તારે ખોળે માથું!' એમ સજળ નેત્રે કહીને અવિશ્રાન્ત સાહિત્યસેવાનાં આકરાં વ્રત એણે આદર્યાં તે હતો. એ પ્રસંગ જેટલો વિરલ હતો તેટલો જ તે વન્દનીય હતો. સરસ્વતીની ઉપાસનાને અર્થે એવી શહીદી સ્વીકાર્યાનો દાખલો ગુજરાતના પ્રાચીન અને અર્વાચીન સાહિત્યના ઇતિહાસમાંથી મળી આવતો હોય તો તે એક જ છે, અને તે ભટ્ટ કવિ પ્રેમાનન્દનો. આખી જિંદગીનાં મોઘાં પ્રાણ અને શક્તિ ઘસી ઘસીને અણમૂલ અને સુગંધીદાર લેપ એણે અપૂર્વ ભક્તિભાવથી તૈયાર કર્યો અને તે વડે ગુર્જરીમૈયાના ભવ્ય લલાટને એણે અર્ચ્યું:

"ને આખી જિન્દગીનાં અવિરત ઘસતાં પ્રાણ ને શકિત મોઘાં
બેમૂલા લેપથી એ સુરભિત અરચ્યું ભાલ તેં ગુર્જરીનું."

કવિતાના પ્રદેશમાં અંગ્રેજી શિક્ષણની અસર હેઠળ એણે અનેક નવાં તત્ત્વો દાખલ કર્યાં. પિંગળ અને અલંકારશાસ્ત્રનો એણે શ્રમપૂર્વક અભ્યાસ કર્યો, અને એ વિષેનાં પુસ્તકો પણ એણે રચ્યાં. ચાલતી ઘરેડને છોડીને કવિતાને માટે નવા નવા ચીલાઓ એણે કાઢ્યા. આત્મલક્ષી કવિતા એણે રચવા માંડી. પ્રેયસીને ઉદ્દેશીને પ્રણયનાં કાવ્યો એણે બનાવ્યાં. કુદરતની લીલા એણે વર્ણવી. વિધવાઓની કરુણ સ્થિતિનાં ચિત્ર એણે આલેખ્યાં. નીતિનો ઉપદેશ એણે આપ્યો. કવિતાના વિષયની પસંદગીનું ક્ષેત્ર એણે અદ્દ્ભુત વિસ્તારવાળું બનાવી દીધું.

'પ્રેમશૌર્ય' એ એનો મુદ્રાલેખ હતો. પ્રેમની રચનાઓ એણે રચી તેમ જ શૂરવીરનાં લક્ષણો એણે વર્ણવ્યાં. એનાં વીરરસથી ભરેલાં કાવ્યો વીરતાનાં પોષક છે તેટલાં જ દેશદાઝથી ભરેલાં છે. 'દેશાભિમાન' એ શબ્દ જ વીર નર્મદનો યોજેલો છે. પરતન્ત્રતાનાં બન્ધન એને સાલતાં. વહેમનો કોટ તોડી પાડવા વિષે એણે જેટલા જોરથી ઉદ્‌ઘોષ કર્યો તેટલા જ જોરથી પરતન્ત્રતામાંથી– "દાસપણા"માંથી–છૂટવાનો પણ એણે પ્રબોધ કર્યો. કેટલીક કાવ્યરચનાઓને માટે 'કટાવ'નો ઉપયોગ એણે કરી જોયો. મોટી વીરરસવાળી કવિતા રચવાનાં સ્વપ્નાં પણ એણે સેવ્યાં, અને તેને અંગે 'વીરવૃત્ત'ની પણ એણે યોજના કરી.

આવી અનેકવિધ કવિતાપ્રવૃત્તિથી કવિતાસાહિત્યનો નવો યુગ એણે પ્રવર્તાવ્યો. કવિતામાં એણે જે અનેક નવાં તત્ત્વો દાખલ કર્યાં તેને જ એની પછીના કવિઓએ વિશેષ બહલાવ્યાં. કવિતાવ્યાપારને માટે એણે જે સુદૃઢ ભૂમિકા તૈયાર કરી તેને આધારે જ આપણા અદ્યતન કવિઓએ પોતપોતાની ઈમારતો રચી. સાહિત્યમાં 'અર્વાચીન યુગના પિતા' તરીકે નર્મદને ઓળખાવવામાં આવે છે તે સર્વથા યોગ્ય જ છે.

'ગુજરાતી ગદ્યના પિતા' તરીકેનું નર્મદનું સ્થાન પણ એટલું જ સ્પષ્ટ છે. નિબન્ધરચનાનો આરંભ જ પ્રથમ નર્મદે કર્યો. 'મંડળી મળવાથી થતા લાભ' એ ગુજરાતી સાહિત્યનો આપણો પહેલો નિબન્ધ. 'સ્રીકેળવણી' અને

બીજા અનેક વિષયો ઉપર નર્મદે નિબન્ધો લખ્યા છે. કવિતા શું અને તે કેવી હોવી જોઈએ એ પ્રશ્ન એણે ચર્ચ્યો છે. કવિઓનાં ચરિત્રો આપવાની પહેલ એણે કરી છે. કવિઓના ગુણદોષ તપાસવાના પ્રયત્ન એણે આદર્યા છે. દયારામ અને બીજા કેટલાક કવિઓની કૃતિઓનું સંશોધનકાર્ય પણ એણે કર્યું છે. રામાયણ મહાભારતનો સાર, હોમરના ઇલિયડનો સાર એવા એવા અનેક માહિતીના વિષયો એની ગદ્યરચનાઓમાં સ્થાન પામ્યા છે. જગતના ઇતિહાસનો એણે અભ્યાસ કર્યો, અને પરિણામે 'રાજ્યરંગ' નામની રચના બહાર પડી. 'સ્વદેશાભિમાન' વિષે એણે લખ્યું. 'ગુજરાતીઓની સ્થિતિ' એણે વર્ણવી. સુધારાના અનેક વિષયો એણે ચર્ચ્યા.

એના જીવનના પાછલા સમયમાં એના વિચારોમાં અદ્ભુત પરિવર્તન થયું. જે સુધારાની લડતમાં એણે ઝંપલાવ્યું હતું, જે સુધારાના સૈન્યમાં જોડાવાને એણે બીજાઓને ઉશ્કેર્યા હતા, જે સુધારાનો ઝુંડો લઈને એ ઘૂમતો હતો, જે સુધારાના શંખનાદ એણે સંભળાવ્યા હતા, જે સુધારો એના જીવનનું મહાકાર્ય બની રહ્યો હતો તે જ સુધારો 'પડી ભાંગ્યો અને પડી ભાંગવો જોઇતો હતો' એવું એને લાગ્યું. અને એક વખત એવું જ્યાં લાગે કે તરત જ એ નવા પરિવર્તન પામેલા વિચારો પ્રકટ કરવા એ જ નર્મદનો સ્વભાવ હતો. પ્રકટ કર્યા વગર રહેવાય જ નહીં એવું કોઈ અદ્ભુત તત્ત્વ એના માનસમાં નિરન્તર વાસ કરતું હતું. બીજું કોઈ પ્રાકૃત મનુષ્ય હોય તો તે આવું વિચારપરિવર્તન

અનુભવે નહીં, અનુભવે તો તેને પ્રકટ કરે નહીં. જીવન-ભરની પોતાની પ્રવૃત્તિઓ પ્રત્યેની પરિવર્તન છતાંયે રહી જતી આસક્તિ, પોતાની સાથેના કાર્યકરોમાં પ્રતિષ્ઠા જાળવી રાખવાની સામાન્ય વૃત્તિ, લોકભીરુતા—એવાં એવાં કંઈ કંઈ બળો પોતાના વિચારો પોતાની પાસે જ રાખી મૂકવાની અને 'મૌનં સર્વાર્થસાધકમ્' એ સૂત્રને અનુસરવાની એને ફરજ પાડે. પણ નર્મદમાં જો એવી નબળાઈઓ હોત તો એ નર્મદ જ હોત નહીં. સાહિત્ય તેમ જ સુધારાના ક્ષેત્રમાં નર્મદે જે જે પ્રવૃત્તિઓ આદરી તેનું પ્રેરક બળ એના આત્માની ઊંડી સત્યનિષ્ઠામાં હતું. એ સત્યનિષ્ઠા અસત્યને ફેંકી દીધા વિના એને ઝંપવા જ દેતી નહીં. સાહિત્યમાં જ્યાં જ્યાં ઊણપો જણાઈ ત્યાં ત્યાં તે ઊણપો ટાળવાના પ્રયત્ન એણે આદર્યા. સમાજમાં જ્યાં જ્યાં અસત્ય જણાયું ત્યાં ત્યાં તેનો વિનાશ આણવાના, જ્યાં જ્યાં અન્યાય જણાયો ત્યાં ત્યાં તેને દૂર કરવાના, જ્યાં જ્યાં દંભ જણાયો ત્યાં ત્યાં તેને ઉઘાડો પાડવાના નિરન્તર એણે જે પ્રયાસો કર્યા તે જ એની સુધારાની પ્રવૃત્તિ. એ પ્રવૃત્તિને પ્રેરક બળ આપનારૂં જે એક તત્ત્વ એના આત્માના મર્મની સાથે ઓતપ્રોત થઈ ગયેલું હતું તે સત્યનિષ્ઠાનું અને સત્યને ખાતર પ્રતિષ્ઠા વગેરે સરખામણીમાં તુચ્છ વસ્તુઓનો ત્યાગ કરવાની તત્પરતાનું. એ તત્ત્વને કારણે નર્મદ પોતાના વિચારો જાહેરમાં ન મૂકે એ શક્ય જ નહોતું. એ વિચારો એણે જાહેરમાં મૂક્યા, અને 'ધર્મવિચાર' નામના ગ્રન્થમાં એ સંગૃહીત થયા. નર્મદ પછીના સમયમાં એવી સત્યનિષ્ઠા અને સત્યને

માટે સર્વસ્વ હોમવાની એવી તત્પરતા એક જ વીર પુરુષમાં આપણે જોઇએ છિયે, અને તે વીર પુરુષને મહાત્મા તરીકે આપણે પૂજીએ છિએ. આધ્યાત્મિક તત્ત્વોની અતુલ ગુણ-સમૃદ્ધિવાળા એ વીર નરોને આપણાં વન્દન હો !

કાવ્ય અને સાહિત્યના આ સઘળા ગ્રન્થો ઉપરાંત બાર બાર વર્ષના સતત પરિશ્રમ વેઠીને એકલે હાથે એણે નર્મ-કોશનો ગ્રન્થ તૈયાર કર્યો એ બનાવ એવા ગ્રન્થ તૈયાર કરનારની મુશ્કેલીનો જેને ઝાંખો પણ ખ્યાલ હોય એવા દરેક સાહિત્યપ્રેમીને આશ્ચર્યથી મુગ્ધ કરી નાંખે એવો છે. રાજામહારાજાઓ અને સુપ્રતિષ્ઠિત સંસ્થાઓને માટે પણ આર્થિક સંકડામણ ન હોવા છતાં અને માણસોની જોઈએ તેટલી મદદ મળી શકે એમ હોવા છતાં એ કાર્ય કેટલું મુશ્કેલીભરેલું થઈ પડે છે એ જાણીતી બીના છે. નર્મદને એકલે હાથે કામ કરવાનું હોવા છતાં અને આર્થિક સંકડામણ તો ભયંકર સ્વરૂપની હોવા છતાં એ કાર્ય એણે હાથમાં લીધું અને પાર પાડ્યું. એ મહાગ્રન્થના પ્રકાશનને માટે કોઈ આશ્રયદાતા પણ એને સાંપડ્યો નહીં. એ ગ્રન્થ ગુજરાત દેશને જ અર્પણ થયો. એ ગ્રન્થના આરંભમાં 'જય જય ગરવી ગુજરાત'ની અમર કવિતા પ્રથમ પ્રસિદ્ધ થઈ. આર્થિક સંકડામણનો પ્રશ્ન ક્ષણવાર કોરે મૂકીએ તો ગુર્જર વીરનો લખેલો એ મહાગ્રન્થ ગુર્જર ભૂમિને ચરણે જ અર્પણ થયો એ બનાવમાં ઔચિત્ય કંઈ ઓછું નથી એમ મને લાગે છે. એ ઉપરાંત નર્મકથાકોશ પણ એણે રચ્યો હતો. કેટલાંક નાટકો પણ એણે બનાવ્યાં હતાં.

નર્મદના જીવનભરના તપની સિદ્ધિ તરીકે શારદાની જે સકળ ગુણમયી સૃષ્ટિ આપણી આગળ ભવ્ય અને અવિચળ સ્વરૂપે ઊભી છે તે આપણાં માન અને પૂજાની અધિકારી છે એમ કહીને ભાઈ સુન્દરમ્ ઉમેરે છે કે :—

'એના એ આદિયત્ને ચરણ ટકવતા આલયો સૌ અમારા,
રે! એ શું ભાગ્ય ઓછું ધરખમ બનવું આદિધર્તા ધરાના ?'

એના એ આદિયત્નો ઉપર ચરણ ટેકવીને અમારા સૌ આલયો ઊભા થયા છે. રે! સાહિત્યની ધરાના ધરખમ આદિધર્તા બનવું એ ભાગ્ય શું જેવુંતેવું છે ?

'છૂંદી, ફૂટી, પિસીને રજરજ સુખડાં જિન્દગી મોંઘી કેરાં'—

આ મોંઘી જિન્દગીનાં સુખોની રજેરજને છૂંદી ફૂટી અને પીસીને ભાવિનાં આલયોની અવિચળ ભૂમિકા બનવું એ ગૌરવ શું જેવું તેવું છે ? નહીં જ. એ ગૌરવ નર્મદને લાધ્યું હતું.

એ કવિ હતો, સુધારક હતો, ગુજરાતી ગદ્યનો પિતા હતો, નિબન્ધકાર હતો, કવિઓનાં જીવનચરિત્રોનો લખનાર હતો, 'આત્મકથા' કહેનાર હતો, ગુણદોષનું દર્શન કરનાર વિવેચક હતો, ઇતિહાસનો અને પુરાતન તત્ત્વોનો અભ્યાસી હતો, વાર્તા લખનાર હતો, કાવ્યોનો સંશોધક હતો, નાટકકાર હતો, શબ્દોના અને કથાઓના કોશોનો રચનાર હતો, ભાષણકર્તા હતો, હરિદાસ હતો, વિચારક હતો—એ સર્વ હતો; પણ એની એ સઘળી પ્રવૃત્તિઓના પ્રેરક બળ તરફ, એની એ સઘળી પ્રવૃત્તિઓના વ્યાપક તત્ત્વ

તરફ દૃષ્ટિ રાખીને સૌથી વધારે સચોટ રીતે જે એક વસ્તુ એના વિષે કહી શકાય એમ છે તે એ જ કે 'એ વીર પુરુષ હતો.'

આ સમ્બન્ધમાં પણ ભાઈ સુન્દરમની કવિતાવાણીનો તૈયાર માલ યથોચિત સ્વરૂપમાં આપણને પ્રાપ્ત થાય છે તો નિરર્થક મારા શબ્દો હું શાને વેડફું? એ કહે છે કે તને કવિજન કે સાક્ષર કે પ્રત્નાભ્યાસી (પુરાતત્ત્વનો અભ્યાસી) કે નવલરચક કે શાસ્ત્રનો સિદ્ધ જ્ઞાતા કહેવો શોભતું નથી, પણ

"એથી યે ભવ્ય ઊંચું બિરદ તવ લલાટે જ જાતે લખ્યું તેં—
ને આજે સૌ દઈએ છલછલ ઉરથી: 'વીર તું, શૂર, પ્રેમી!'"

કવિજન, સાક્ષર, પ્રત્નાભ્યાસી, નવલરચક કે શાસ્ત્રના સિદ્ધ જ્ઞાતા એ સર્વથી વધારે ભવ્ય અને ઊંચું બિરદ તારે લલાટે લખાયું છે. એ બિરદ–એ ટાઈટલ કોઈ સરકારે તને આપ્યો નથી, કોઈ સંસ્થા તરફથી તને સાંપડ્યો નથી. એ બિરદ છઠ્ઠીને દિવસે વિધાત્રી નર્મદને લલાટે લખી ગયેલી એમ તો ભાઈ સુન્દરમ્ શેના જ માને? એ બિરદ તેં જ તારે લલાટે લખ્યું છે, અને આજે લાગણીથી છલકાતા હૃદય સાથે એ જ બિરદ અમે સૌ તને આપીએ છિયે કે 'તું વીર હતો, તું શૂર હતો, તું પ્રેમી હતો!'

"તારો એ આત્મજોસ્સો, અજબ દમ અને લેખનીનો ધ્રુજારો,
એ આત્માની મહેચ્છા, જનગણ અરથે ફીટવાની તમન્ના,
એ પુણ્યાર્થે ફકીરી લઈ રળઝળવા આજ થોડા જ એવા,
એ તો તું એક પાક્યો પ્રથમ શિશુસમો ગુર્જરીનો ગુણાત્મા!"

કાવ્યને અન્તે કવિ ફરીથી કહે છે કે 'નવ કરશો કોઈ શોક, રસિકડાં!' એવું તેં જે કહ્યું તે સાચું જ છે. તારા જેવાને કાજે શોક કરવાનો હોય નહીં. રે! તારા જેવાને કાજે તો અમારાં હૃદય ગર્વથી ઉછળવાં જોઇએ. અને એટલું કહ્યા પછી કવિ ઉમેરે છે:

"રે, તો યે શોકકેરાં નિબિડ નિબિડ આ વાદળાં હૈયું દાબે,
તારે કાજે? અરે રે, નહિ નહિ, અમનાં દર્દ નિઃસીમ કાજે!"

એ દર્દ સહેવાનું, એ નિઃસીમ દર્દમાંથી કર્તવ્યની નિઃસીમ પ્રેરણા મેળવવાનું સામર્થ્ય પભુ તરફથી, આપણા એ 'પ્રાણવંતા પૂર્વજ' તરફથી, એ 'પ્રાણવંતા પૂર્વજ'ના સબળ સંસ્કાર ઝીલીને અવતરેલા આપણા પોતાના પ્રાણ તરફથી આપણને પ્રાપ્ત થાય એટલું જ ઇચ્છીને '**વીર નર્મદ**'નું બાવલું ખોલવાની આપણા સંમાન્ય અતિથિ શ્રીયુત મુનશીને હું વિનંતિ કરૂં છું.

(નર્મદની પ્રતિમ ના અનાવરણ
પ્રસંગે, તા. ૧૦–૩–૧૯૪૦)

સદ્દગત નવલરામના શુભ સ્મરણ વડે આપણા આત્માને પાવન કરીને એમના યશસ્વી જીવનકાર્ય તરફ માનભરેલી દૃષ્ટિ વર્ષમાં એક દિવસ તો નાંખવી અને એ નિમિત્તનો ઉત્સવ ઉજવવો એ પ્રથા આ વર્ષથી આપણે નવી પાડવાની નથી. દર વર્ષે આપણે એ મહાન્ સાહિત્યસેવકની જયન્તી ઉજવીએ છિયે અને સમય તથા સાધનની અનુકૂળતા પ્રમાણે આપણા ઉત્સવને નાનું અથવા મોટું સ્વરૂપ આપીને આપણા ઉદ્યાનમાંથી જે કંઈ ફુલ આપણને મળી આવે તે વડે એમને અર્ઘ્ય આપીએ છિયે. પણ આજના સમારંભની વિશેષતા એ છે કે ખાસ એ પ્રસંગ નિમિત્તે આ વખતે રા. ડાહ્યાભાઈ સાહેબ અત્રે પધારેલા છે, અને સદ્દગતની

છબી ખુલ્લી મૂકવાનું અતિ મંગલ કાર્ય એમને શુભ હસ્તે અત્યારે થવાનું છે. એમને એ મંગલ કાર્યને માટે આપ સર્વના તરફથી વિનંતિ કરવાની માનભરેલી ફરજ મને સોંપવામાં આવી છે તેને માટે આજના સમારંભના કાર્યવાહકોનો હું ઉપકૃત છું.

સદ્ગત નવલરામની છબી ખુલ્લી મૂકવાનો પ્રસંગ સુરતના કયા નાગરિકનું હૃદય હર્ષથી પ્રફુલ્લિત નહીં કરતો હોય ? આ સાહિત્યરસિક નગરનાં નરનારીઓ પોતાના યશસ્વી ભૂતકાળને અને તે કાળના સાહિત્યની સાથે જોડાયલા ત્રણ નામાંકિત 'નન્નાઓ'–નવલરામ, નર્મદાશંકર, અને નંદશંકર એ ત્રણેમાંથી એકને પણ કદી વિસારી શકે એમ નથી. વર્તમાનના વિલાસોમાં તો સુરતી સહેલાણીઓનું જે સ્થાન હોય તે ખરૂં, પણ નિઃસંશય એનો ભૂતકાળ તો ભવ્યતાથી ભરેલો હતો. એ ભૂતકાળના ઇતિહાસમાંથી પ્રેરણા પામવાનું જો એ ધારે તો વર્તમાનનો નહીં તો ભવિષ્યનો એનો ઇતિહાસ તો અનેરી ઉજ્જવળતાવાળો જ ઘડાય. પણ કઠણ કરાડો જેમાં ચઢવી ઉતરવી પડે એવા એ 'જો' અને 'તો'ના ભયંકર પ્રદેશોમાં હું આજે નહીં ભટકું. જે સિદ્ધ વસ્તુ છે તે ઉપર જ હું આ પ્રસંગે મક્કમ રહીશ, અને સર્વ કોઈને સ્વીકારવી પડે એવી એક વાત તરફ જ હું આપનું લક્ષ ખેંચીશ, અને તે એ કે કુલણજી થઈને ફરવાનું સર્વ કોઈને ગમે છે તેવું જ–તેથી કંઈક વિશેષ પ્રમાણમાં–સુરતને પણ ગમે છે. અભિમાન ધરવાનું કારણ હોય છતાં અભિમાન ન ધરે એવું મમત્વહીન સુરત નથી. સુરતમાં અભેદમાર્ગના

પ્રવાસીઓ હશે, ઉપનિષદોના અભ્યાસીઓ હશે, વેદાન્તના વિચારકો હશે, પણ 'અમારૂં સુરત' એ અભિમાન હજી સુરતમાંથી નષ્ટ થયું નથી. અને નષ્ટ થાય પણ કેવી રીતે? નર્મદ–નવલ જેવી જુગતી જોડીથી જે અભિમાન પોષાયાં જ કર્યું છે તે અભિમાન તેની સકારણતા હોવા છતાં વિલુપ્ત થાય એ કદી બની શકે ખરૂં? એ અભિમાનને સુદૃઢ બનાવનાર જે સંગીન બળ તે સુરતની ચિરસ્મરણીય સાક્ષરત્રિપુટીનાં સુભગ સંસ્મરણોમાં રહેલું છે. આજની છબી ખુલ્લી મૂકાય, અને પ્રમુખ સાહેબ! તે આપના જેવા સાહિત્યરસિક પુરુષને હાથે મૂકાય, એ તો અમારાં સંસ્મરણોને સંચી રાખવાનું એક અણમોલું સાધન.

એ સાધન પ્રાપ્ત કરવાને આટલા આટલા વિલમ્બ શા? ગુજરાતના આદ્ય વિવેચક સદ્ગત સાક્ષરશ્રી નવલરામભાઈની છબી સુરતના 'નગરચોક'માં તો આજથી કેટલાંયે વર્ષ પહેલાંની જ વિરાજવી નહોતી જોઈતી? કહે છે કે ગુજરાત નગણું નીવડ્યું છે, ગુજરાત નવલરામને વીસરી ગયું છે, સમર્થ અવલોકનકાર તરીકે ગુજરાતી ગ્રન્થકારોને અનેક વર્ષ સુધી જેમણે ન્યાય આપ્યો છે તેને ગુજરાતે અન્યાય કર્યો છે,–ગુજરાત સાહિત્યનું દ્રોહી બન્યું છે. નવલરામના સમ્બન્ધમાં એક નાની સરખી ફરજ બજાવવાની તેમાં જો સુરત પણ દુર્લક્ષ દાખવે તો ગુજરાતના એ સાહિત્યદ્રોહનું સુરત પણ પાપભાગી ખરૂં કે નહીં? આ પ્રશ્ન કોઇને પણ મુંઝવે એવો છે. સુરતની વિલક્ષણતાથી જે અણવાકેફ હોય તેને તો એ ખાસ મુંઝવે. પરન્તુ

જીવનવ્યવહારમાં અનેક વાર એવું નથી બનતું કે અમુક કામ કરવા વિષે આપણે વિચાર કરીએ, એ વિચાર પહેલો કેમ ન કર્યો તેને માટે શોક અનુભવીએ, એ વિચાર હવે તો તરત જ અમલમાં મૂકવો એવા નિશ્ચય ઉપર આવીએ, એ નિશ્ચય ફરી ફરીને આપણે દઢીભૂત કરતા જઇએ, અને તે છતાં કેમે કરી કાર્યની નિષ્પત્તિ તો થાય જ નહીં? 'હવે તો જરૂર,' 'હવે તો જરૂર,' 'હવે તો જરૂર,' એમ આપણે નિરન્તર કર્યાં જ કરતા હોઈએ, અને તે છતાં એ જરૂરી કામ થયેલું નિહાળવાનો ચિરવાંછિત પ્રસંગ તો આઘો ને આઘો, આઘો ને આઘો વહ્યો જ જાય. શેકસપિયરનું 'હૅમ્લેટ' નામનું નાટક આપે વાંચ્યું હશે. એ 'હૅમ્લેટ'નું પાત્ર ઘણું વિચારવા જેવું છે. કાર્યસિદ્ધિથી આપણને દૂર ને દૂર રાખનારા એક માનવ જાતની નિર્બળતાના અંશનું શેકસપિયરે એ પાત્ર વડે ઘણું અચ્છું નિરૂપણ કર્યું છે. હૅમ્લેટના માથા ઉપર એક અત્યન્ત જવાબદારીનો બોજો હતો. એ બોજો પિતા પ્રત્યેની એક ગંભીર ફરજ સમજીને એણે ઉઠાવી લીધો હતો. પોતાના પિતાને મારનારનું વેર લેવું એવો એનો સંકલ્પ હતો. એ સંકલ્પને દઢ કરનારા અનેક પુરાવાઓ એને પ્રાપ્ત થયા હતા. એ દઢતર થયેલા સંકલ્પને અમલમાં મૂકવાનો ચોક્કસ પ્રસંગ એને પ્રાપ્ત થયેલો, પણ એ પ્રસંગનો તાબડતોબ લાભ લેવા કરતાં એના કાર્યને અનુરૂપ કોઈ વધારે સારો પ્રસંગ લેવા તરફ એનું વલણ થયું. એ પ્રમાણે એને જે કાર્ય કરવાનું હતું તે તો લંબાયું જ ગયું. કોઈ

કહે છે કે એની પ્રકૃતિમાં જ વાંધો હતો. એ કહે છે કે એનો સમય જ એને માટે અનુકૂળ નહોતો.

"The time is out of joint!
"O cursed spite, that I was born to set it right."

(અર્થાત્ વખત જ વસમો છે. હું કયાંથી આવા વખતમાં જન્મ્યો?)

આપણી સ્થિતિ કેટલીક વાર એ હૅમ્લેટના જેવી થઈ પડે છે. આપણને પણ આપણા સમયની વિપરીતતાને લીધે, આપણા સંજોગોની પ્રતિકૂળતાને લીધે એમ જ વેઠવું પડે છે. સુરતના નગરજનો કોણ જાણે શાએ વિચારના વમળમાં ગુંચવાયા હશે, કોણ જાણે કેવીએ વિમાસણમાં તેઓ આવી પડ્યા હશે, કોણ જાણે કેવીએ મુશ્કેલીઓ તેમને નડી હશે તેનો અન્યને ખ્યાલ શું આવે? આ નાજુક અને ગુંચવણિયા પ્રશ્નને હું વધારે નહીં છેડું; પણ એક વાત તો હું જરૂર છેડીશ, રે! છેડીશ એટલું જ નહીં પણ તેને મજબૂતીથી વળગી રહીશ, અને તે એ કે ગમે તે કારણસર આજનો પ્રસંગ ઉપસ્થિત થતાં વિલમ્બ થયો હોય, પણ એ પ્રસંગને સુરતનાં નરનારીઓ એક ધન્ય પ્રસંગ તરીકે સ્વીકારે છે અને સ્વર્ગસ્થ પ્રત્યેનું ઋણ અદા કર્યાનો જે સન્તોષ તે આજે તેમનો છે. સુરત કદી નવલરામને ભૂલ્યું નથી. કદી ભૂલે એમ નથી. સુરતની ગુણજ્ઞતા, સુરતની મમતા, સુરતની સાહિત્યરસિકતા વિષે મને અચળ શ્રદ્ધા છે. એ શ્રદ્ધાને પરિણામે હું જે કાર્ય કરવાને અત્રે ઉપસ્થિત થયો છું તેમાં સુરતના તમામ

નાગરિકોની સાચા દિલની સંમતિ છે એમ માનવાને હું પ્રેરાઉં છું, અને પ્રમુખ સાહેબ! હું જે વિનંતિ આપને કરૂં છું તે મારી એકલાની તરફથી નહીં પણ સર્વના તરફથી એ ભાનને લીધે દ્વિગુણતાને પામતા મારા ઉત્સાહને વાણીમાં વ્યક્ત કરતાં જો હું સંકોચ રાખું તો તે એ ઉત્સાહની ઊનતાને લીધે નહીં, પણ સાધનોની મર્યાદાને લીધે, કાળની મર્યાદાને લીધે, વાગ્વિભવની મર્યાદાને લીધે એમ આપ સ્વીકારશો.

નવલરામની સાહિત્યપ્રવૃત્તિ વિવિધરંગી હતી. ગંભીર ચિન્તનાત્મક લખાણો ઉપરાંત એમણે કવિતા લખી છે, એમણે નાટક લખ્યું છે, મોલિયરના નાટકનો આધાર લઈને એમણે 'ભટનું ભોપાળું' નામનો હાસ્યરસથી ભરેલો ગ્રન્થ પણ લખ્યો છે. જે જે એમણે લખ્યું છે તેમાં સાચા દિલની લાગણી, અંતઃકરણનો જુસ્સો, વાણીની પ્રભુતા, ગહનમાં ગહન વિચારોને પણ સાદી અને ઘરગથ્થુ ભાષામાં મૂકવાની અદ્‌ભુત શક્તિ, દૂરદર્શિત્વ, વગેરે અનેક સમર્થ લેખક તથા વિચારકના મહાન્ ગુણો આપણી દૃષ્ટિયે પડે છે. એની 'બાળલગ્નબત્રીસી' એ એક ભૂંડા રિવાજથી દેશમાં થતા મહાન્ અનર્થની ઊંડી લાગણીનું જ પરિણામ છે. એ વિષયને વિવિધ દૃષ્ટિબિન્દુથી તપાસીને બાળલગ્ન માઠાં તથા આપણને હાંસીપાત્ર ઠરાવે એવાં પરિણામો એક સચોટ ભાષામાં, સાદી છતાં જોશદાર શૈલીમાં, કહેવાતી "શિષ્ટતા"ના સામાન્ય નિયમોને પણ કોઈ વાર વટાવી જનાર છતાં અત્યન્ત આબેહૂબ વર્ણનો આપીને ગુજરાતન

જનમંડળને બતાવી આપ્યાં છે, અને ગુજરાતને અવનતિના ગર્તમાંથી ઉદ્ધારવાનો સબળ પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન તે વખતે બહુધા સફળ થયો હશે અને બાળલગ્નના અનર્થકારક રિવાજમાંથી ગુજરાતને ઉગારવામાં એ 'બાળલગ્નબત્રીસી' ઘણી મદદગાર થઈ પડી હશે એમ મારૂં માનવું છે. અત્યારે અગાઉના પ્રમાણમાં બાળલગ્ન આપણામાં ઘણાં ઓછાં થઈ ગયાં છે, છતાં સુરત જેવા શહેરમાં પણ મોડી રાતનો વહુવરનો વરઘોડો રસ્તેથી જતો આપણે જોઇએ છિયે અને તદ્દન બાળક ઉમ્મરના વરરાજા કે તેમનાં પત્નીશ્રીને ઊંઘથી ઘેરાયલાં એવી સ્થિતિમાં લઇને વરરાજાની ચારઠ આપણાં બારણાં આગળથી પસાર થાય છે ત્યારે આપણને કોઈક વાર એમ થયા વિના નથી રહેતું કે નવલરામભાઈની 'બાળલગ્નબત્રીસી' હાલમાં પણ વંચાય છે તેના કરતાં જરા વધારે વંચાતી હોય અને એમાંના વિચારોનો મર્મ જો ગ્રહણ થતો હોય તો આપણને વિશેષ ફાયદો થાય. કહે છે કે આ પ્રગતિના કાળમાં પણ છાત્રાલયમાં રહેનારા આપણા વિદ્યાર્થીઓને તેનાં "ખાનગી" કાગળ લખનારાં અથવા લખાવનારાં હોય છે; અને કેટલીક વાર એવા કાગળો ગેરવલે પડવાથી વિષમ પરિણામ આવે છે અને કડવાશનાં બી રોપાય છે એવું પણ સાંભળ્યું છે. રે! આ અનર્થકારક રૂઢિનાં સ્વાભાવિક પરિણામ તરીકે પિતૃત્વની મહાન જવાબદારી પણ થોડે અંશે અને કોઈક વાર તો ઘણા મોટા પ્રમાણમાં આપણા તરુણ વિદ્યાર્થીઓના શિર પર અકાળે આવી પડી હોય છે

એ વાતનો આપણે વિચાર કરીએ છિયે ત્યારે ક્ષણવાર આપણને ઉપહાસની વૃત્તિ થઈ આવે છે તો બીજી જ ક્ષણે આપણી અવનતિનું તીવ્ર ભાન થઈ આવતાં આપણે શોક-ગ્રસ્ત બની જઈએ છિયે, અને નવલરામની સાથે આપણને પણ એમ લાગ્યા વિના નથી રહેતું કેઃ—

"બાળલગ્નને બન્યો બળહીણ, બ્હીકણ, આપણો સઘળો રસાલોરે;
"બાળલગ્નને અરે બાયલો કીધો, ભરતનો ખંડ ચશાળો રે;
"બાળલગન દુઃખ સકળનું મૂળ જ, કળિજુગ એ જ વિચારો રે;
"બાળલગન તજી, નવલ સ્વજન સૌ દેશને ડુબતો તારો રે.'

જે સુધારાનો જુસ્સો 'બાળલગ્નબત્રીસી' માં વ્યક્ત થયેલો આપણે જોઈએ છિયે તે જ એમની 'બાળ-ગરબાવળી'ની કેટલીક કવિતાઓને પણ અચ્છી રીતે દીપાવી રહ્યો છે. સ્ત્રીત્વને માટે એમને કેટલું માન હતું તે નીચલી પંક્તિઓ વડે આપણને ઠીક સમજાય છેઃ—

સંસારનું નૂર છે નાર,
સજન સંસારનું નૂર છે નાર.
સંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન;
સુંદર સ્ત્રીના બોલડા, સુંદર સુંદર સ્ત્રીનું મન સજન સં.
સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરે જ સ્નેહ;
સુંદરતા સંસારમાં, ભરનારી નારી જ છેય! સજન સં.
ઘરૂણી ઘરનો સ્તંભછે, ઘરનું ઘરૂણિ જ માન;
ઘરૂણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરૂણી વિનાનું સ્મશાન. સજન સં.
ગોરી ફુલ ગુલાબનું સૂકે કે કરમાય;
કે કોહે વણકાળજી, તોએ જાતિ સુગંધિ ન જાય. સજન સં.

એ સ્ત્રીઓની અત્યારે શી સ્થિતિ છે તેનો વિચાર કરતાં કવિનો આત્મા કકળી ઊઠે છે, અને એ કલ્પાંત કરે છેઃ—

હા ! અબળાઓ હાયરે ! હાલ છે જ હેવાન !
ખાવું પીવું ખેલવું. એ ત્રણનું જ જેને ભાન. સજન સં.
જ્યાં હેવાન જ હારનો, સઘળો સુંદરિ સાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ 'નવલ' ઓ નાથ સજન સં.

જ્યાં સ્ત્રીકેળવણીની ખામી હોય ત્યાં સ્વાભાવિક રીતે દાંપત્યના સુખનો અભાવ જ હોય, કારણ કે પુરુષ અને સ્ત્રીની વચ્ચે એવી સ્થિતિમાં કોઈ પણ રીતનું વિચારસામ્ય હોવાનો સંભવ ઘણો ઓછો હોય છે. પરિણામે, જ્યાં ને ત્યાં ગુણનાં કજોડાં જ જોવામાં આવે. તેને ઉદ્દેશીને કવિ કહે છેઃ—

કેવું આ કજોડું તે કહેવાય, દેશિ કહોને તમે કેવું આ૦
પુરૂષ તો ભણ્યો ને ગણ્યો છે ઘણો ગુમાની આ;
સ્ત્રીથી ના સ્વભાષા શુદ્ધ બોલાય. દેશિ૦
ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં ઘુમે છે;
બાઈનું તો ચિત્ત ચુલા માંહ્ય. દેશિ૦
પુરૂષ આ પ્રવીણ પુરો પુસ્તકો રચે છે;
પેલીથી ન પત્ર એ વંચાય દેશિ૦
ભાઈ તો સ્વદેશને સુધારવા મથે છે;
બાઈ કહે 'હું જોઉં શી રીતે થાય' દેશિ૦
વિદ્યાના વિનોદ કેરી વાત કદી કહાડે;
ન્હીલું ન્હીલું પેલિ જોય ત્યાંહ્ય. દેશિ૦
વર્તમાનની વાત એને નહિ ગોઠે;
એની તો જુદી જ છે દુનિયાય. દેશિ૦
એને ઝોડ ઝપટની, કે કામણ દુમણની જ વાત;
કે કુટવા જવાનાં રે સદાય. દેશિ૦
એ તો જાણે ખાવું પ્હેરવું ને ઓઢવું જ;
કે નજર ઉતારના ઉપાય. દેશિ૦
ઝાઝું શું કહેવું રે થોડું લખે ઘણું માનજો !
અભણ ન્હોમ મુરખની એ રાય. દેશિ૦

વચનાં અને રૂપનાં કજોડાંને લોકો બહુ ભૂંડાં ગણે છે, પણ આ ગુણનાં કજોડાં તો સૌથી વધારે ભૂંડાં છે, કારણ કે એની લાહ્ય કદી હોલાતી નથી.

લાહ્ય એ લાગી રહી છે ઠામ ઠામ નવલરામ;
આંખ જો ઉઘાડો તો દેખાય. દેશિ૦

નવલરામની સુધારક તરીકેની સાહિત્યપ્રવૃત્તિ વિષે બોલતાં એની 'જનાવરની જાન' એ અત્યન્ત રમુજી કાવ્ય વિષે સૂચન કરવું એ અસ્થાને નહીં ગણાય.

"જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે;
"બકરી બાઈનો બેટડો, પરણે છે આજે."

એ પંક્તિઓથી શરૂ કરી ઘેટીનાં બેટાબેટીઓનો સો સાબેલાથી શોભીતો વરઘોડો, દડદડ કરતા દાઢીઆળા વરના બાપની દોડાદોડ, પોલિસની પેઠે આગળ રહીને માગ મૂગાવતા આખલાઓ, સાજનમહાજનમાં ઊંટ, હાથી, ઘોડા, ગધેડા, પાડા, ઘેટાં બકરાં વગેરેની મોટી મેદની, તેની પાછળ વરરાજા તરીકે બે માસનું બકરીનું બાળક–

વરરાજા બે માસનું બાળ બેંબેં કરતું;
ઝડપાયું ઝપ ઝોળીમાં, મન માડીનું ઠરતું.

અને સૌથી પાછળ ગીત ગાતી જાંદરણીઓઃ—

"ભેંસ, ભુંડણુ ને ઊંટડી, ઘેટી, ઘોડી, ગધેડી,
ગાય, બિલાડી, ઉંદરડીને એક કુતરીએ તેડી,
વાંદરીઓ નથી વીસર્યાં દશવીશ આ ફેરે!
સાથે સામટાં ગાઈ સૌ, સાતે સૂરને છુંદે.
કોઈ બેં બેં કોઈ ભેં ભેં કરે, કોઈ ભૂંકતી ભૂંડું;
કોઈ ચું ચું મ્યાઉં મ્યાઉં કરે, વેર વાળે કો રૂડું.
કુક કુક કરતી વાંદરી જો જો! નાચે છે કેવી!
ધન ધન બકરી! ન કોઈની જાન તારા તે જેવી!"

લગ્નનો પ્રસંગ ખૂબ ઠાઠમાઠથી ઉજવનારાં, સંખ્યાબંધ સાબેલાઓને શણગારનારાં, મોટું સાજનમહાજન એકઠું કરનારાં સુરતનાં રસિક નરનારીઓને આ રમુજી કાવ્ય ઘણું જ ગમે એવું છે; પણ એ કાવ્ય રમુજ ઉપરાંત ઘણી મહત્ત્વની વાતોનું સૂચન કરે છે, અને ગંભીર પ્રકૃતિના નવલરામથી પોતાના કાવ્યને અન્તે ઉમેર્યા વગર રહેવાતું નથી કે

"ચારપગાંની જાન આ, જોડી બેપગાં સાર;
સમજે તો સાર નવલ બહુ, નહિં તો હસવું તો વારૂ."

આ છેલ્લી કવિતામાં પણ નવલરામને સુધારક તરીકે જ આપણે જોઈએ છિયે. એના મિત્ર નર્મદને પણ સુધારો અત્યન્ત પ્રિય હતો, પણ નર્મદે અત્યન્ત જુસ્સામાં આવી જઈને ઉચ્છેદકવૃત્તિ ધારણ કરી હતી ત્યારે નવલરામે મધ્યમ માર્ગ સેવ્યો હતો. પાછળથી નર્મદના વિચાર તદ્દન જ બદલાયા હતા, ત્યારે નવલરામ પોતાના વિચારોને છેવટ સુધી મક્કમપણે વળગી રહ્યા હતા. આ ભેદ નવલરામની ઠરેલ બુદ્ધિનું સ્વાભાવિક પરિણામ હતું.

'બાળગરબાવળી'માંની 'વા'લી બેન,' 'છોડીઓની ઉજાણી,' 'નિશાળનું વર્ણન,' 'માતૃસ્તવન' વગેરે કવિતાઓ હોંશથી ગાતાં અને રાજી થતાં બાળકોને કોણે નહીં નિહાળ્યાં હોય? છેલ્લા કાવ્યમાંની નીચલી ચાર પંક્તિઓ ઉપર તો નરસિંહરાવ પણ ફીદા થઈ ગયા છેઃ—

"માથું મારી, ઉછાળી હું લાત રે,
ધાવું તેમ તેમ થઈ રળીઆતરે,
કોણ મીઠડાં લેતું મુખ,
પામી મહાસુખ! તે તો તુંજ માવડી."

કુદરતનાં વર્ણનો પણ એમને હાથે જે અપાયાં છે તે આબેહૂબ અને રસભર્યાં હોય છે, અને એ કુદરતની લીલા અનેક વાર એમની ધાર્મિક વૃત્તિને સતેજ કરે છે, અને

'જ્યાં જોઉં ત્યાં ઈશ્વર સભર ભર્યો'

એવા ઉદ્દગાર કઢાવે છે.

'ગુજરાતની મુસાફરી' વર્ણવતાં સુરત વિષે કવિ કહે છે:—

"સુરત શે'રનું સુંદર સ્ટેશન, સુંદર રસ્તા સારા રે;

[હમણાંના રસ્તા પણ સુંદર જ છે ને?]

સુંદર, નાજુક, લોક વિચિક્ષણ, શોખી સફાઈ કરનારા
રમીએ ગુજરાતે રે.

ઓ! આવી બરફીની દુકાનો! ઊભાં રહો રઢ લાગે રે!
પાપડી પણ આપણ આ ટાણે, પામ્યાં પૂરણ ભાગ્યે!
રમીએ ગુજરાતે રે.

જરૂર નાતમાં જમવા જઈએ, જમણ આવાં નથી નિરખ્યાં રે!
ચીનાઈ સાડી ચપળા ચમકે, સર્વે લખેશ્રીજ સરખાં
રમીએ ગુજરાતે રે.

મેળા, ખેળા, ને વરઘોડા, નાચ ને રંગ ઠામ ઠામ રે;
હસતાં રમતાંજ દિસે સદા સૌ, કરતા હશે શું કામ?
રમીએ ગુજરાતે રે.

આગળ આ હતું હિંદુસ્તાનમાં, સૌથી બંદર મોટું રે;
નામીચું દુનીઆમાં, તે કેમ, છેક થયું હશે ખોટું?
રમીએ ગુજરાતે રે."

પછી ભરૂચ, વડોદરા, અમદાવાદનાં વર્ણન આવે છે, અને અમદાવાદનો સામળભટ્ટના છપ્પા તરફનો સાહિત્યરસ નોંધતાં કવિ કહે છે:—

"રસમાં છે અહીં છપ્પા સામળ-કવિના પૂરણ કામ રે,
જેમ સુરતમાં છે પ્રેમાનંદ, ને વડોદરા દયારામ
રમીએ ગુજરાતે રે."

કાઠિયાવાડનું વર્ણન આપતાં ત્યાંના લોકો વિષે નીચલી સંક્ષિપ્ત અને સચોટ વાણી ઉચ્ચારી છે કે :—

"સુદઢ, તીખા, શોખી, શાણા, મતલબી, ખટપટવાળા રે;
મીઠા તો મધથી પણ અદકા, લોક આણી કોર ભાળ્યા
રમીએ ગુજરાતે રે."

'ઇતિહાસની આરસી' એ કાવ્યની છેવટની પંક્તિઓમાં દેશદાઝથી ભરેલા હૃદયમાંથી ઉદ્ગાર નીકળે છે કે :—

"સન તેરસેં પુરા માંહ્ય, થયા હિંદુ પૂરા;
પડચું પાટણ વરત્યો ત્રાહ્ય ! ધિક ! નાગર નગુરા !
પેઠા મુલકમાં મુસલમાન, "મારૂં મારૂં" કરતા;
લૂંટે ફૂંટે, વટાળે, લે જાન, વહુ દિકરી હરતા.
લડયા પડયા હજારો શૂર, "ભલે મરિયે મરિયે"
વહ્યું લોહી, જેમ જલપૂર, ડુબ્યો દેશ તે દરિયે !
એ દિવસ પડી જે પોક, હજી ગગને ગાજે !
એ દિવસ દેશીઓ શોક, કરેને મળી આજે !
એ દિવસ થકી પરતંત્ર, થયા, લાગી ખાંપણ રે !
એ આગે હતા સ્વતંત્ર, હિંદુ સૌ આપણ રે !
વધ્યો શોક, થંભ્યું મુજ ગાન, જ્ઞાન આ એકજ રે,
વિના ધર્મ, નવલ, આ સ્થાન, ચલિત સૌ છેકજ રે."

શોકોદ્વિગ્ન માનસ આ પ્રમાણે આખરે ધર્મમાં જ સ્થિરતા નિરખે છે.

કાવ્યની સાથે સાથે એમનાં નાટકો વિષે પણ બે બોલ અહીં જ આપણે કહી લઈશું. એમનું 'ભટનું ભોપાળું' મોલિયરના ફ્રેંચ નાટકના અંગ્રેજી ભાષાન્તર ઉપરથી રચાયું છે, પણ મૂળ ગ્રન્થમાં લેખકે એટલા સંગીન ફેરફાર કર્યા છે અને આખી કૃતિની આસપાસ આપણા સમાજને

અનુકૂળ વાતાવરણ એવી સચોટ રીતે ઉત્પન્ન કર્યું છે કે એ ગ્રન્થ સ્વતન્ત્ર કૃતિ જેવું બની જઈ હાસ્યરસની રચનાનો એક સુન્દર નમૂનો આપણને પૂરો પાડે છે. એમાં ગ્રામ્યતાનો દોષ ક્વચિત જ નજરે પડે છે. આખી રચના હાસ્યરસ ઝમાવવાનું સામર્થ્ય પણ આ ગંભીર પુરુષમાં હતું એ વાત ચોક્કસ સાબીત કરે છે. વાનગી તરીકે એમાંનો એક નાનો સરખો ભાગ હું અત્રે રજુ કરૂં છું :—

શિવકોરઃ—હું તે કેવી છઉં? મ્હારા જેવી કોઈ બીજી બૈરી તો બતાવ. સાંજ સવાર તું પગ ધોઈ ધોઇને પીએ તો પણ એવી બીજી કોણ ત્હારે ત્હાં રહે?

ભોળાભટઃ—કેમ તને ધોઉં? પૂજા કરૂં?

શિવકોરઃ—કીધી કીધી! ઘરમાં ખાવાને સ્હુકો રોટલોએ મળે નહિ, ને બકરકુદી સ્હુજેછ. ભુખે ભુખે તો મારા પેટમા કોયલી પડી ગઈ છે.

ભોળાભટઃ—સારૂં. તેથી તો તારો સ્વર કોયલ જેવો થયો છ.

શિવકોરઃ—સુવાને ફાટી તળાઈ પણ ન મળે.

ભોળાભટઃ—સવારે ઉઠવાનું મન વ્હેલું થશે.

શિવકોરઃ—અફીણના તારમાં ઘરની તો કાળજી જ નહિ

ભોળાભટઃ—એ તો ભાગ્યશાળી રાવણ રાણાનાં કામ છે.

શિવકોરઃ—પીટયા, કોઈ દહાડો દુનીઆમાંથી નીકળી જવાનો છ. જો ત્હારી મોહોકણ આ સીસા પડ્યા છે તે.

ભોળાભટઃ—રાંડ, આજકાલ એમાં તો સુધારો આવી રહ્યો છ.

શિવકોરઃ—પણ મારા પોર્યાનું સ્હું કર્યું તે કહેની અઘીણિયા.

ભોળાભટઃ—તારી મરજીમાં આવે તેમ કરની.

શિવકોરઃ—બચારાં બાઊં બાઊં કરીને રડ્યાં કરેરે.

ભોળાભટઃ—માર બે ચાર તમાચા. ચૌદમા રતન વિના પોર્યાં રડતાં રહે જ નહિ.

શિવકોર—પીટયા અફીણિયા, ત્હારે તો બધી હસવાની જ વાત છે.

ભોળાભટ—સમાલજે હોં. તું મ્હારો સ્વભાવ તો જાણે છે.

શિવકોર—જા જા, ત્હારા જેવા બહુ જોયા છ. ત્હારા મારથી હું બ્હીતી નથી તો, છાકટા.

ભોળાભટ—મ્હારી ગુલબંકાવલી ! ત્હારા ગુલાબ જેવા ગાલ તરફ મ્હારા હાથ લોભાય છે હોં.

શિવકોર—અરે જાની બાયલા, અડકતો ખરો મને, છાકટા, ત્હારામાં દમ હોય તો. પીટયો અફીણિયો !

ભોળાભટ—રંડા લે ! ત્યારે લે ! (મારે છે).

શિવકોર—મારે છ રે ! મારે છ રે ! મારે છ રે !

(વસનજી દેશાઈ આવે છે.)

પણ આપણે વસનજી દેશાઈ કરતાં વધારે ડાહ્યા થઇશું અને વરવહુની તકરાર ચાલી રહી હોય તેમાં વચ્ચે પડવાની મૂર્ખતા ન કરતાં આપણે એ દૃશ્ય આગળથી આઘા જ ખસી જઇશું.

નર્મદ કવિને આ નાટકમાં હાસ્યરસની ખામી જણાઈ હતી અને એમાં અસંભવિતપણાનો દોષ એમણે ભાખ્યો હતો. તે ઉપરાંત નવલરામ સ્વાભાવિક રીતે આત્મપરીક્ષણ કરવાને પ્રેરાયા હતા. એ વિષેના એમના વિચારો 'હાસ્યરસ વિશે' એ નામના કાચા ટિપ્પણના સ્વરૂપના લેખમાં એમણે વ્યક્ત કર્યા છે તે એમની વિદ્વત્તા તથા હાસ્યરસના તત્ત્વ વિષેની ઊંડી પરીક્ષણશક્તિનું સચોટ દૃષ્ટાન્ત પૂરું પાડે છે. જે હાસ્યરસ નર્મદે કદી ઝમાવ્યો નથી તે

ઝમાવવાની શક્તિ નવલરામમાં હતી, અને એમનાં અનેક લખાણોમાં ગંભીર ચિન્તનવ્યાપાર વડે દબાયલી છતાં કોઈ કોઈ વખતે ડોકિયાં કરતી એમની વિનોદપ્રિયતા આપણને એમના તરફ વિશેષ આકર્ષવાને સમર્થ નીવડે છે. લંબાણ ઘણું થયું છે, છતાં વૈદ્ય નિર્દંભકર આનંદઘરની સહીથી લખેલા 'ઓથારીયો હડખવા' નામના એક ચર્ચાપત્રની થોડીક લીટીઓ ટાંક્યા વગર તો હું નથી જ રહી શકતોઃ–

"આ રોગનું નામ ઓથારીઓ હડખવા કેમ પડ્યું તે તો તમારે આ અંકમાં જાણવું જ જોઈએ. ઠીક ત્યારે સાંભળો : આ રોગની આખર અવસ્થામાં દર્દી "હું ઓથાર" "હું ઓથાર" એમ બરાડતો ગામમાં ફરે છે તે ઉપરથી જ આ નામ નિકળ્યું છે એમાં જરાએ સંદેહ નથી. એમ બોલે છે તેનો અર્થ શો એ તકરારની વાત છે. અમારા ગામમાં એકસો ને એક વરસની ડોસી છે તે તો કહે છે કે એને જે ઓથારે ચાંપ્યો છે તે જ આમ બોલે છે. આ વાત ઇંગ્રેજી ભણેલા હસી કાઢે છે. તેઓનું કહેવું એમ છે કે ઇંગ્રેજીમાં 'ઓથર' શબ્દનો અર્થ ગ્રંથકર્ત્તા થાય છે, અને 'હું ઓથાર' 'હું ઓથાર' એમ જે બરાડા પાડે છે તેની મતલબ તો એમ છે કે હું મોટો ગ્રંથકાર થઈ ગયો. ઇંગ્રેજીમાં એમ અર્થ થતો હશે તેની હું ના કહી શકતો નથી, પણ આ છોકરા તેમ સમજીને બોલતા હોય એ તો મને જરા પણ સંભવિત લાગતું નથી, કારણ કે એમાંના ઘણા તો બાપજનમમાં ઇંગ્રેજીનો એકે અક્ષર ભણ્યા નથી એ હું ખાત્રીથી જાણું છું. સાધારણ લોકો તો 'હું ઓથાર', 'હું ઓથાર' એવા તેમના બોલ સાંભળી એટલું જ કહે છે કે 'હા બાપુ ખરૂં કહો છો. તમારા જેવા બીજા 'ઓથાર' જગતમાં શોધ્યા ક્યાં જડવાના હતા?' આ જવાબ બેશક મશ્કરીનો છે. પણ પંચ ત્યાં પરમેશ્વર એ ન્યાયે મને તો એ જ કારણ ખરૂં ભાસે

છે. ગાંડાઈની પરિસીમા એ જ કે ગાંડાઈનું અભિમાન કરી ફુલાવું. એ વાત ખરી છે કે ગાંડાને પણ ગાંડો કહેતાં મહાદુઃખ લાગે છે, પણ આ રોગનું એ જ વિશેષ છે, અને તે માટે જ આ ઓથારીઓ હડખવા સઘળી ગાંડાઈમાં પરમ ગાંડાઈ ગણાય છે.

'બસ! લ્યો. આ કલમ ફેંકી દીધી! મરજી હશે તો બાકીનું હવે પછી, ને નહિં તો રામ રામ.'

અતિ વિસ્તારનો ભય હવે તો મને એટલો લાગે છે કે મારૂં ચાલતું હોય તો હું પણ મારી કલમ ફેંકી દઉં અને આટલેથી જ સમાપ્ત કરૂં. પણ નવલરામની સાહિત્યપ્રવૃત્તિનો પ્રદેશ એટલો વિશાળ છે કે હાથમાં લીધેલું કામ અધૂરૂં રહેવા દઈને એમ ટૂંકાણમાં પતાવવું પાલવે એમ નથી. લગાર વધારે ઝડપ કરીને આપણે આગળ વધીશું.

એમનું 'વીરમતી નાટક' જરા મોટું છે. દૃશ્ય કાવ્ય તરીકે એમાં કલાવિધાનની કેટલીક ખામીઓ છે. એ ખામીઓ સર્વને માલમ પડી આવે એવી છે. ખામીઓ જોવી એ કામ કંઈ અઘરૂં નથી. પણ જે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે તે એટલું જ કે એ ખામીઓ ઘણી સહેલાઈથી દૂર કરી શકાય એવી છે, અને એ રચનામાં જે મહાન્ ગુણ છે તે તો નવલરામની પ્રૌઢ લેખનશક્તિનાંજ મીઠાં ફળ છે. એમાંની કેટલીક કવિતાઓ અને કેટલાક પ્રસંગો તો ગ્રન્થકાર તરીકેના નવલરામના ઉજ્જવળ યશને દીપાવનારા છે.

'અકબર બીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ' એ લેખમાં હિંદી ભાષાના અનેકાર્થ શ્લોકો પોતે જ રચી, જગન્નાથ પંડિત, બીરબલ અને અકબર બાદશાહના દરબારના બીજા મુસલમાન કવિઓ તથા પંડિતોની વચ્ચે એ શ્લોકોના અર્થ વિષે ચર્ચા થતી એમણે કલ્પી છે. એક વખતે કાવ્યકલાનો આપણો આદર્શ એટલો હલકો થઈ ગયો હતો કે બુદ્ધિચાતુર્યના અવનવા પ્રયત્નોમાં જ ખરૂં કવિત્વ સમાયલું છે એવી કેટલાકની સમજ થઈ ગઈ હોય એમ લાગતું હતું, તેવે સમયે વિદ્વાન વિવેચકોએ એવી રીતની રચનાઓ ઉપર સખત પ્રહારો કરેલા, અને તે કાવ્યકળાની શુદ્ધિ જાળવવાને અર્થે જરૂરના પણ હતા. છતાં એ કારણને લીધે નવલરામના બે ઘડી ગમ્મત પડે એવા લેખને આપણે છેક ઉતારી પાડીએ અને એ તરફ દુર્લક્ષ દાખવીએ તે યુક્ત નથી. ગંભીર ચિન્તનાત્મક વ્યાપારના ફળરૂપે પ્રાપ્ત થયેલી એમની અન્ય પ્રસાદીની સરખામણીમાં આ લેખને આપણે ઉતરતી કક્ષામાં મૂકીએ તો તે ખોટું નથી; પણ એ લેખ આપણને વાંચવો ગમે એવો છે, રસ પડે એવો છે, અને અવગણનાને પાત્ર તો બીલકુલ નથી એટલો જ મારા કહેવાનો આશય છે.

નવલરામે 'મેઘદૂત'નું ભાષાન્તર કરતાં નવો છન્દ રચ્યો છે અને સરળ ભાષા રાખવાનો તથા મૂળનો રસ જાળવવાનો પ્રયત્ન કર્યો હોવા છતાં ભાષાન્તરકારની જે મુશ્કેલીઓ હોય છે તે "મુશ્કેલીઓ દૂર કરવાની મુશ્કેલી" એમને સખ્ત નડી જણાય છે. ભાષાનો સરળ

અને અસ્ખલિત પ્રવાહ, કર્ણને પ્રિય લાગે એવી શબ્દરચના, રસિકતા વગેરે ગુણોનું આકર્ષણ એ કૃતિમાં પણ છે, છતાં તદ્દન જ નવા, અપરિચિત, અને કેવી રીતે ગાવું તેની સમજણ ન પડે એવા છન્દમાં રચાયલું આ કાવ્ય નવલરામના પૂજક સિવાય અન્યને ભાગ્યે જ આકર્ષી શકે એમ કહ્યા વિના છૂટકો નથી.

એમના ગદ્યલેખોમાં એમનો 'ઇંગ્લાંડનો ઈતિહાસ' ખાસ ગણાવવા જેવો છે. ઇતિહાસના વૃત્તાન્તોને ચેતનવન્તા કરીને, ઇતિહાસનાં પાત્રોને સજીવ સ્વરૂપ આપીને એમણે ઇતિહાસને આકર્ષક બનાવ્યો છે. જીવનચરિત્રકાર તરીકે પણ નર્મદાશંકરની અનેકવિધ પ્રવૃત્તિઓને એમણે જેવો ન્યાય આપ્યો છે તેવો અન્યથી ભાગ્યે જ આપી શકાત. સુધારાનું સ્વરૂપ, નર્મદાશંકરના વિચારોમાં પરિવર્તન થયું તેનાં કારણોનું અન્વેષણ, એ પરિવર્તનના પ્રકાર વિષે ચોક્કસ અને મુદ્દાસરનો ખુલાસો એમણે જે આપ્યો છે તે એમની લેખનીના પ્રભાવની મજબૂત સાક્ષી પૂરી રહ્યાં છે. ઇંડિયન નૅશનલ કૉંગ્રેસ જે વખતે અસ્તિત્વમાં આવી નહોતી તે વખતે રાજકીય સુધારણા અને સામાજિક સુધારણાના ભેદ પાડવાની ભૂલ ન કરવા વિષે ચેતવણીનું બ્યૂગલ એમણે જોરથી ફુંક્યું હતું. 'કવિતાનું સ્વરૂપ,' 'છન્દ અને કવિતાનો પરસ્પરનો સમ્બન્ધ,' 'જોડણી,' 'વ્યુત્પત્તિ' વગેરે અનેક હાલની સાક્ષરી દુનિયાને હલમલાવી નાંખનારા પ્રશ્નો એમને હાથે પહેલવહેલા ચર્ચાયા છે અને અત્યારે પણ આપણી પૂજ્યબુદ્ધિ તથા આદરભાવ માટેનો એમનો હક્ક સ્થાપિત

કરી રહ્યા છે. ખરેખર નવલરામ જ આપણી હાલની અનેક-વિધ પ્રવૃત્તિઓના આદ્ય દ્રષ્ટા હતા. યુનિવર્સિટિમાં હાલમાં બહુ જ ચર્ચાનો વિષય થઈ પડેલા માતૃભાષાના સ્થાન વિષેના એમના વિચારો આપને જણાવ્યા વગર તો હું નહીં જ રહી શકું:–

"સ્વભાષાની માર્ફતેજ બધી કેળવણી આપવી એ અમે જાણીએ છીએ કે હાલ અનેક કારણોને લીધે બની શકે એમ નથી, અને તેમ કરવાની ભલામણ પણ હાલ કરતા નથી, પરંતુ અમારો કહેવાનો હેતુ એ છે કે સ્વભાષાને આમ રવડતી નાંખવાનું તો પ્રાપ્ત થયું છે, તો પછી તે બદલ કાંઈ આડકતરી રીતે તેના હક જાળવી શકાય તેમ કરવું એ તો યુનિવર્સિટીની ખાસ ફરજ અને એક સામાન્ય દયાનું કામ છે. પરંપરાના હકદાર રાજાને પદભ્રષ્ટ કરવો એમ તો ઠર્યું, તોપણ તેના નિર્વાહ અર્થે કાંઈ જાગીર બાંધી આપવી એ તો નિર્દયમાં નિર્દય વિજેતા પણ પોતાની ફરજ સમજે છે. હાલ તો આપણી સ્વભાષાઓ પદભ્રષ્ટ થઈ છે એટલું જ નહિ, પણ યુનિવર્સિટી તેને જીવાઈ જેટલું પણ આપતી નથી. એ બિચારીઓ હાલ માગી ભીખી જેમ તેમ કરતાં પોતાનું પેટ ભરે છે, અને લોકો તેને મરવા તો દેવાના જ નથી, પણ આમ તેને ભૂખે મરતી અવસ્થામાં રીબાતી રાખ્યાથી યુનિવર્સિટી શો ફાયદો ધારે છે તે અમે બિલકુલ સમજી શકતા નથી. એણે તો એની પદભ્રષ્ટ સ્થિતિ જોઈ જેમ બને તેમ સઘળા વિષયો કરતાં એને વિશેષ આપવું જોઈએ, કે બીજા વિષયોની કેળવણી પણ દેશમાં ખરી ફળદ્રુપ થાય.

"તે છતાં શિષ્ટ ભાષાઓને કાઢી નાંખી ગૂજરાતીને ઉત્તેજન આપવાનું અમે કહેતા નથી, અને સોસાઇટીની માંગણી પણ તેવા પ્રકારની નથી. સંસ્કૃત ભાષાનો અભ્યાસ શાળામાં દાખલ થયાથી ઘણા ફાયદા થયા છે અને થાય છે. પ્રોફેસર મણિલાલ, મિ. નરસિંહરાવ, મિ. ત્રિપાઠી, મિ. ધ્રુવ વગેરે પાંચ સાત લેખકો આ દશકામાં તૈયાર થયા છે તે સંસ્કૃત અભ્યાસના જ પુણ્ય પ્રતાપે, અને તે ઉપરાંત સામાન્ય રીતનો જે સંસ્કૃત જ્ઞાનનો પ્રસાર ચોતરફ થયો છે તે દેશને એથી પણ વધારે લાભકારક છે. એથી પાશ્ચાત્ય વિચારોની સાથે પૂર્વ તરફના વિચારોનું ઘટિત સંમીલન થાય છે, દેશાનુરાગ વધે છે, અને સ્વભાષાને કેળવવાનાં સબળ સાધનો હાથ લાગે છે. એ સાધનો અલબત્ત સ્વભાષાના યોગ્ય જ્ઞાન વિના નકામાં જ છે, પણ તે ઉપરથી તેના સાધનપણાનું મહત્ત્વ કાંઈ ઓછું થતું નથી. જ્યાં કર્તાનો અભાવ ત્યાં કારણ શું કરે ? **અમારો તો મૂળથી જ એવો વિચાર છે કે દેશીઓની હાલની કેળવણીમાં સ્વભાષા, ઇંગ્રેજી, અને સંસ્કૃત એ ત્રણે અવશ્યનાં છે;** અને તેમ થવાનો દિવસ પણ પાસે જ છે એમ અમે જોઇએ છિયે, અગર જો હાલના આ સોસાઇટીના પ્રથમ પ્રયત્નથી જ સિદ્ધિ મળશે કે નહિં એ અમે કહી શકતા નથી.

"આ પ્રમાણે ત્રણ ભાષાઓનો અભ્યાસ પાઠશાળામાં દાખલ કરવાથી વિદ્યાર્થીઓ ઉપર બોજો નહિ વધી પડે તેની સંભાળ રાખવાની બેશક ઘણી જ જરૂર છે; કેમ કે તે વર્ગ

હાલ છે તેટલાથી જ ગોખણમાં પૂરો દબાઈ ગએલો છે. પણ એનો ઉપાય સોસાઇટી બતાવે છે તે પ્રમાણે સરળ જ છે, એટલે **બીજા વિષયોમાંથી કાંઈ ઓછું કરવું.**"

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની આ ચળવળને અને નવલરામના આ વિચારો પ્રકટ થયાને વર્ષો વીતી ગયાં, છતાં એ પ્રશ્નનો નીવેડો હજી આવ્યો નથી. હવે તો જરૂર ઘણા થોડા દિવસમાં એ સમ્બન્ધી યોગ્ય નિર્ણય ઉપર યુનિવર્સિટી આવશે એવો આપણે ભરોસો રાખીશું.

ગ્રન્થકાર તરીકે નવલરામ મોટા હતા, વિવેચક તરીકે એ તેથી પણ વિશેષ મોટા હતા. "ગુજરાત શાળાપત્ર"ના તંત્રી તરીકે વિવેચકના માનભર્યા આસન પર દોઢ દસકા સુધી વિરાજીને ગુજરાતની સાહિત્યપ્રવૃત્તિ ઉપર સબળ સત્તા એમણે અજમાવી છે. એ સત્તાની આડે કોઈ આવ્યું નહોતું, આડે આવી શકે એવી તાકાત કોઈનામાં હતી નહીં. એક નાનકડા મુદ્દાને ખાતર પૂર્વનાં અને પશ્ચિમનાં સાહિત્ય–શાસ્ત્રોને ડહોળી નાંખવાનો નાને માથે મોટી પાઘડી બાંધવા જેવો પ્રયત્ન એમણે કર્યો નથી, પણ જે વખતે જેને જેટલું ઉચિત તેટલું સંક્ષિપ્ત અને સાદી છતાં જોરદાર ભાષામાં કહીને એમણે સન્તોષ માન્યો છે. ગહનનાં ગહન વિચારોને પણ સરળમાં સરળ ભાષામાં રજુ કરવાની અદ્‌ભુત શક્તિ તો નવલરામની જ એમ કહેવામાં લેશ પણ અત્યુક્તિ થતી હોય એમ હું માનતો નથી. વિવેચકનું કાર્ય કરવામાં ન્યાયબુદ્ધિને એમણે કદી ડગવા દીધી નથી. અમુક જ્ઞાતિ, અમુક કુટુમ્બ કે અમુક

સમ્બન્ધી તરફ પક્ષપાત કર્યાનો આરોપ એમના પર કોઈથી મૂકાય તેમ નથી. એમના વિવેચનકાર્યની અસર પણ સંગીન અને દૂરગામી થઈ હતી. એમના વિવેચન-કાર્યની પૂર્વનું કાઠિયાવાડી સાહિત્ય અને પછીનું સાહિત્ય એ બેની સરખામણી કરશો તો સાહિત્યને સમૃદ્ધ કરવામાં વિવેચન કેટલું ઉપયોગી સાધન થઈ પડે છે તેનું ઉજ્જવલ દૃષ્ટાન્ત આપને મળી આવશે. એમની ઉદારતા, એમનો સમભાવ, એમની ન્યાયબુદ્ધિ, એમની રસિકતા, એમની વિદ્વત્તા, એમનો ઉત્સાહ, એમની કર્તવ્યપરાયણતા એ સર્વને લીધે ગુજરાતના વિવેચક તરીકે એમનું સ્થાન ખરેખર અદ્વિતીય જ હતું. એમના અવસાન પછી પણ એમની ગાદી તો ખાલી જ રહી છે એમ ઘણાનું માનવું છે.

એ સુધારક કવિ, એ પ્રૌઢ વિદ્વાન, એ ઉત્કૃષ્ટ વિવેચક, એ સૌજન્યમૂર્તિ નવલરામની ગંભીર મુખમુદ્રાના દર્શનને માટે અમે ઉત્સુક છિયે. પ્રમુખ સાહેબ! એમની છબી ખુલ્લી મૂકવાની હું આપને વિનંતિ કરૂં છું.

(સુરતના નગીનચંદ હૉલમાં તૈલરંગચિત્ર
ખુલ્લું મૂકાયું તે પ્રસંગે, તા. ૧૧-૯-૧૯૨૭)

સદ્ગત સાક્ષરશ્રીને અંજલિ અર્પવામાં જો હું ઉપેક્ષાવૃત્તિ રાખું તો મારા આત્માના ઘડતરમાં જેમણે કીમતી સાહાય્ય અર્પ્યું છે, મારા આનન્દને વિશેષ સંસ્કારી અને સમૃદ્ધ કરવામાં જેમનો સબળ હાથ રહ્યો છે, મારા દુઃખને મીટાવવામાં, મારા ચિત્તને શાન્તિ અર્પવામાં જેમણે મજબૂત ફાળો આપ્યો છે એવા કવિવર પ્રત્યે મારી ફરજ બજાવવામાં હું ચૂકયો છું અને કૃતઘ્ન થયો છું એ વિચારે મારો આત્મા મને ડંખ્યા વિના રહે નહીં. આજથી ચાળીસ વર્ષ ઉપર જ્યારે હું કૉલેજનો વિદ્યાર્થી હતો ત્યારે સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી સાહિત્યની અનેક સુન્દર કલાકૃતિઓનો મુખપાઠ કરવાની મને ટેવ હતી.

એ કૃતિઓ ફરી ફરીને ઉચ્ચારવામાં મને આનન્દ મળતો. એ કવિતાઓ મારી કલ્પનાને સચેત કરતી, મારા જીવનમાં રસ ભરતી, મારા ચિત્તને શાન્તિ અને સુખ અર્પતી. તે વખતના મારા પ્રિય કવિઓમાં ગુજરાતના આધુનિક કવિઓના પ્રતિનિધિ તરીકે હું એક જ કવિને ઓળખતો હતો, અને તે સદ્ગત સાક્ષરશ્રી નરસિંહરાવ. એમના બે જ કાવ્યગ્રન્થો તે વખતે પ્રસિદ્ધ થયા હતા: કુસુમમાળા અને હૃદયવીણા; પણ એ બન્ને ગ્રન્થની કવિતાઓ મેં અનેક વાર વાંચી હતી. એમાંથી ઘણી તે વખતે મને મોઢે થઈ ગઈ હતી, અને હજી પણ તે મોઢે છે. હજી પણ એ કવિતાઓ હું અનેક વાર ગાઉં છું અને આનન્દ મેળવું છું, શાન્તિ પામું છું, આશ્વાસન પ્રાપ્ત કરૂં છું. 'નૂપુરઝંકાર'ને છેડે 'અવસાન' એ કાવ્યમાં જ્યારે કવિ કહે છે કે—

"જો એક અશ્રુ તુજ મ્હેં કદી હોય લોહ્યું,
એકાદ અશ્રુતણું દાન જ યાચું તો હું."

ત્યારે મારા જેવાને તો એ જ કહેવું પ્રાપ્ત થાય છે કે એ કવિએ મારાં અનેક અશ્રુ લોહ્યાં છે, અને તે કોઈક દિવસ નહીં, પણ અનેક વખત. એ અનન્ત ઉપકારના બદલામાં કવિના શોકજનક અવસાનને પ્રસંગે કવિને હું મારા હૃદયનાં અશ્રુની અંજલિ સમર્પું છું.

કવિના બે કાવ્યગ્રન્થોમાં એવું શું મને જણાયું કે મારા બાળપણમાં જ એમનાં કાવ્યોની આવી અજબ મોહની મને લાગી? અન્યત્ર ન જોવામાં આવેલાં એવાં કયાં

તત્ત્વો એમની કૃતિમાં મારી નજરે પડ્યાં? કુદરત અને માનવી એ કવિતાના સનાતન વિષયો છે. એ બેનાં રહસ્યો ઉકેલવાં, એ બેના ગૂઢ ભેદો સમજાવવા, એ બેમાં રહેલી પ્રભુની સુન્દરતા અને ભવ્યતા પ્રત્યક્ષ કરવી એ કવિકુલોનો પરંપરાગત ધર્મ છે. મધુરાં ફુલડાંમાં જે સુવાસ રહેલી છે, ચન્દ્રિકામાં જે આહ્લાદકતા સમાયલી છે, ઉષામાં જે મનોહરતા વ્યાપેલી છે, શ્રવણને સુખકર એવા કોકિલરવમાં જે મધુરતા વસેલી છે, અને એ સર્વમાં પ્રતિફલિત થતી પ્રભુની સુન્દરતા જે વિલસી રહી છે તેનો કવિ આપણને સાક્ષાત્કાર કરાવે છે:–

"મધુર કુસુમ વિષે રમે ગંધ સુંદરા,
"કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
"મૃદુલ કંઠ કોકિલરવ શ્રવણ સુખકરા,
"સહુમાં, વસતી, હસતી, પ્રતિફલિતા–શી લલિતા–
સુંદરતા તુજ જગદ્ધરા.
"સુદર શિવ મંગલગુણ ગાઉં ઈશ્વરા."

રાત્રિનો સમય હતો, ગુજરાત કૉલેજનું વાર્ષિક સંમેલન હતું, નાટ્યપ્રયોગોનો સમારંભ યોજાયલો હતો. પ્રયોગની શરૂઆતમાં સ્વ. સત્યેન્દ્રરાવ ભીમરાવ દીવેટિયાએ મંગલાચરણનું ગીત ગાયું તે વખતે પ્રેક્ષકમંડળમાં અદ્ભુત શાન્તિ પથરાઈ રહી હતી. એ શાન્તિ જાણે પ્રભુની જ શાન્તિ હતી. એ શાન્તિમાં ભાઈ સત્યેન્દ્રરાવ કવિના કાવ્યને સંગીતમાં ઉતારીને પ્રેક્ષકહૃદયોને જાણે પ્રભુનાં જ દર્શન કરાવી રહ્યા હતા. અનેક વર્ષો ઉપર નિહાળેલું એ દૃશ્ય સ્મરણપટ ઉપર અંકિત થયેલું આજે પણ હું એવું ને

એવું જ નિહાળી રહ્યો છું. કાવ્યની એ સુન્દર પંક્તિઓમાં કવિનો કુદરત પ્રત્યેનો પ્રેમ અને એની પ્રભુભક્તિ એ બેઉનાં દર્શન મને થાય છે, અને એ બેઉને માટે મારૂં હૃદય કવિના એ પ્રેમલ, રસિક, અને ભક્તિમય આત્માને નમન કરે છે.

એ કુદરત પ્રત્યેના ઊંડા પ્રેમને લીધે નરસિંહરાવને આપણે 'કુદરતના કવિ' તરીકે ઓળખીએ એ સર્વથા યોગ્ય છે. એના પહેલાં કુદરત વિષે કોઈએ લખ્યું જ નહોતું એમ નથી. આપણા પ્રાચીન ગ્રન્થોમાં–સંસ્કૃત કાવ્યોમાં કુદરતનાં વર્ણનો સ્થળે સ્થળે આવે છે, અને તે સુન્દર હોય છે. કાલિદાસનું 'ઋતુસંહાર' સુપ્રસિદ્ધ છે. ભવભૂતિએ એવું કોઈ કાવ્ય રચ્યું જાણ્યું નથી, છતાં એનાં નાટકોમાં કુદરતનાં ભવ્ય દૃશ્યોનાં જે વર્ણનો આવે છે તે ખરાં ચમત્કૃતિવાળાં હોય છે. પ્રાચીન ગુજરાતી કવિઓમાં પણ કુદરતનાં વર્ણનો સ્થળે સ્થળે દીઠામાં આવે છે. નર્મદનું 'ઋતુવર્ણન' આપણાથી અજાણ્યું નથી. છતાં થોડીક આછી રેખાઓ દોરીને કુદરતના સૌન્દર્યતત્ત્વનું સચોટ ભાન કરાવવાની નરસિંહરાવની પદ્ધતિ આગલા સર્વ કવિઓનાથી નિરાળી છે, અને તે વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ વગેરે પશ્ચિમના કવિઓની પદ્ધતિને વિશેષ મળતી આવે છે અને એ મહાન્ કવિઓનાં કુદરતનાં કાવ્યોના રસભર્યા અને ઉંડા અભ્યાસના પરિણામ રૂપે છે એ વાત ગુર્જર સાહિત્યનો આધુનિક કવિતાપ્રદેશમાં સધાયલો વિકાસ જેમણે નિહાળ્યો છે તેમને સુવિદિત છે.

અંગ્રેજી સાહિત્યમાં પણ વર્ડ્ઝવર્થ પહેલાં કુદરતની કવિતાઓ રચાઈ હતી; પણ કુદરતને નિહાળવાની જે દૃષ્ટિ વર્ડ્ઝવર્થમાં હતી તે એના પુરોગામીઓમાં નહોતી. કુદરતનું પણ નિરાળું જીવન છે, તે જીવનમાં મીઠાશ છે, સુન્દરતા છે, સરળતા છે, સાધુતા છે, મનુષ્ય તેના સંપર્કમાં આવવાથી વધારે મધુર, વધારે નિર્દોષ, વધારે નિર્મલ જીવન જીવી શકે છે, અને સઘળા ફીલસૂફો મનુષ્ય વિષે તથા તેના નૈતિક ઉત્કર્ષ કે અપકર્ષ વિષે જેટલું જ્ઞાન આપી શકે તેના કરતાં વસન્તની વૃક્ષઘટાની એક પ્રેરણા વિશેષ જ્ઞાન આપી શકે છે એમ એ માનતો હતો :

"One impulse from a vernal wood,
May teach you more of man,
Of moral evil and of good,
Than all the sages can."

વિકસતા પુષ્પમાંથી ઊંડા ઉપદેશ એને લાધતા હતાઃ–
"To me the meanest flower that blows can give
Thoughts that do often lie too deep for tears."

દરેક પુષ્પ પોતાનો જે પરિમલ વહાવે છે તેનો આનન્દ તે પોતે પણ મેળવે છે, દરેક પક્ષી પોતાનું જે સંગીત સર્જે છે તેનો આનન્દ તે પોતે પણ મેળવે છે એમ એ માનતો હતોઃ—

"And 'tis my faith that every flower
"Enjoys the air it breathes".

પક્ષીઓ પણ મહાન ઉપદેશકો છે. કુદરતને જ તમારા શિક્ષક તરીકે સ્થાપો–"Let Nature be your teacher" –એવી ઘોષણા એણે કરી હતી. કુદરત પ્રત્યેની આ મમતા, કુદરત સાથેની આ તન્મયતા, કુદરત તરફની આ અભિરુચિ, કુદરત અને માનવહૃદયના આ ગાઢ સમ્બન્ધનું ભાન–એ સર્વને લીધે વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ વગેરેએ 'કુદરતની કવિતા'નો એક નવો યુગ પ્રવર્તાવ્યો એમ કહીએ તો ચાલે. એ નવા યુગની કવિતાનો ઊંડો અભ્યાસ નરસિંહરાવે કર્યો હતો, એ નવા યુગની કવિતાનું કુદરત પ્રત્યેનું વલણ એમનું પોતાનું બની ગયું હતું. પરિણામે નવી લાધેલી કવિદૃષ્ટિથી પોતાની આસપાસનાં રમણીય કુદરતી દૃશ્યો કવિએ નિહાળ્યાં અને એ દર્શનથી જાગેલા હૃદયના ભાવો પોતાની પ્રાંસાદિક, શિષ્ટ અને સંસ્કારી વાણીમાં કવિએ ગુજરાતની જનતા આગળ રજુ કર્યાં.

એ કુદરતનાં કાવ્યો પશ્ચિમનાં કાવ્યોનાં માત્ર અનુકરણરૂપે છે એમ જેઓ કહે છે તેઓ ભયંકર ભૂલ કરે છે એમ હું માનું છું. 'ફુલની સાથે રમત', 'મધ્યરાત્રિયે કોયલ', એવાં એવાં અનેક કાવ્યોમાં કવિ પોતાના ભાવ વ્યક્ત કરે છે, પોતે અનુભવેલી લાગણીઓ પ્રકટ કરે છે એમ હું નિઃશંકપણે માનું છું; અને સાદી, સરળ, તથા સચોટ અસર કરનારી શૈલીમાં એ ભાવો તથા લાગણીઓ પ્રદર્શિત કરવામાં આવ્યાં હોવાથી વાચકહૃદય ઉપર એ કાવ્યો ઊંડી અસર કરનારાં છે એવું મને લાગે છે. ગુજરાતનાં ઊર્મિકાવ્યોમાં આ કાવ્યોને જે ઊંચું સ્થાન મળ્યું છે તે તેના ઊંચા કાવ્યગુણોને લીધે એ વાતની મને સ્પષ્ટ પ્રતીતિ થાય છે.

'કુસુમમાળા'માં 'મેઘ'નું જે કાવ્ય છે તે અંગ્રેજ કવિ શેલીના કાવ્ય ઉપરથી લખાયલું છે એમ કવિ પોતે જ કહે છે, પણ એમનું 'ચંદા'નું કાવ્ય વિશેષ મનોહર છે. કવિ પોતે એને 'મેઘ' કાવ્યની નકલ તરીકે ઓળખાવે છે. અસલ હો કે નકલ હો, પણ કવિકલ્પનાની મધુરી રમતે એમાં એવું વ્યાપક સ્વરૂપ લીધું છે કે એ કાવ્ય ફરી ફરી વાંચવાને તે વાચકને પ્રેરે છે. સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીનું એ પ્રિય કાવ્ય હતું તે ગુજરાતને અજાણ્યું નથી. 'ચન્દ્ર'ને 'ચંદા' એ નામ આપવું અને એના વિષે કુમારિકાભાવનું આરોપણ કરવું એમાં જ જેને એતદ્દેશીય ભાવનાનો ધ્વંસ થતો જણાતો હોય તેને તો એ કાવ્ય ન જ રુચે એ સ્વાભાવિક છે. મને પોતાને તો એ ઘણું ગમે છે.

કુદરતના સૌન્દર્યનું તીવ્ર ભાન કવિને કોઈ માનવ-પ્રસંગના નિરૂપણ સમયે ક્વચિત્ ક્વચિત્ કુદરતમાંથી તેનું સામ્ય શોધવાને પ્રેરે છે. 'મત્સ્યગન્ધા અને શાન્તનુ'ના કાવ્યમાં કાવ્યની નાયિકા મીઠું ગાતી ગાતી અને નાવડું નચાવતી આવતી હોય છે, એના કોકિલકંઠમાંથી સંગીતનું માધુર્ય અવિરામ વર્ષી રહ્યું હોય છે, શાન્તનુ તીરકુંજમાં છુપાઈ રહીને એ માધુર્યનું પાન કરતો હોય છે, અન્તે નાવડું તટને સ્પર્શે છે, તીરકુંજમાં છુપાઈ રહેલો રાજા સહસા પાસે ધશી આવે છે, મુગ્ધા તરત જ ગુંજતી બંધ પડે છે અને તેના મુખ ઉપર લજ્જાના રંગ છવાઈ જાય છે એ પ્રસંગનું વર્ણન આપતાં કવિ કહે છે:—

"લજ્જાએ રંગ પૂરીને ગુલાબી મૃદુ ગાલમાં
સન્ધ્યાના મુખની શોભા હરી છે ક્ષણવારમાં."

દુઃસ્વપ્નના દર્શનથી ઝબકી ઊઠેલી અને આંસુ ઢાળતી ઉત્તરાને આશ્વાસન આપતાં અભિમન્યુ તેના ધબકતા ઉરને પોતાના ઉર સાથે દાબે છે અને તેના કપોલ પરથી આંસુ લોહ્ય છે એ પ્રસંગ વર્ણવતાં કવિ કહે છે :–

"ખીલી ગુલાબકળીઁ ઝાકળબિન્દુ ધારે,
લેવા કપોલપર આંસુ ધીરે સમારે."

એથી ઉલટું, કુદરતનું સૌન્દર્ય નિરખતાં ક્વચિત્ માનવસૌન્દર્યની સાથે તેની સરખામણી કરવા કવિ લલચાય છે. 'લાગટ હેલી ઊઘડતી વખતની રચના' એ કાવ્યમાં કવિ કહે છે:—

"જેવી કો મૃદુ સુન્દરી રુદન કરંતી જાય,
"માંહિ વેરે સ્મિત ચળકતાં,–હેવી રચના આ રમ્ય જણાય!"

આ બન્ને પ્રકારના કરતાં વિશેષ ધ્યાન ખેંચે એવો કુદરતના નિરૂપણનો પ્રકાર એ છે કે જે માનવપ્રસંગનું નિરૂપણ કરવાનું હોય છે તેની પશ્ચાદ્‌ભૂમિ તરીકે કુદરતનું ચિત્ર કવિકલમથી ચીતરવામાં આવે છે તે કવિતાના વિષયને બરાબર બંધ બેસતું હોય છે એટલું જ નહીં પણ બનનારા બનાવની પૂર્વથી આગાહી આપનારૂં, વાંચનારની કલ્પનાને સતેજ કરનારૂં, આવનારા આઘાતને માટે સહૃદય વાચકને તૈયાર કરનારૂં હોય છે. એવાં ચિત્રો નરસિંહરાવની કવિતામાં સ્થળે સ્થળે નજરે પડે છે. એમાંનું એક, જે મને ઉત્તમ જણાયું છે. તેનો નિર્દેશ કરવાની આ સ્થળે મને જરૂર જણાય છે. 'ચિત્રવિલોપન' કાવ્યનો આરંભ કવિ નીચે પ્રમાણે કરે છે:—

"સન્ધ્યા રમાડે ધરીને ઉછંગે
"આ શુક્રતારાકણીને શોં રંગે!
"ને સિન્ધુમાં ગૂઢ થઈ ગયેલો
"જોતી રહી રસ થકી રવિનાથ પેલો.

"પ્રીતેથી પીતી સુખ વર્તમાન,
"ને ભાવિનાં રમ્ય સુણંતી ગાન,
"સ્વપ્ને ન જોતી અતિ ગૂઢ ઘેરું
"એ ચિત્ર દૂર વસતું લયકાળ કેરું."

આ કાવ્યની નાયિકા ૨૬ વર્ષની યુવતિ છે. તેના ઉછંગમાં ૩૨ દિવસનું બાળક રમી રહ્યું હોય છે. એ બન્ને નાવમાં બેસીને આવતાં હોય છે. સાવિત્રીના મુખ આગળ ઠેઠ સમુદ્રકિનારે બાનકોટનો કિલ્લો પર્વત ઉપર છે. એનો પતિ કિલ્લામાં હતો અને સમય સૂર્યાસ્ત પછી તરતનો હતો એવી કલ્પના કવિની પોતાની છે. એ નાયિકા તથા બાળકી જે હોડીમાં આવતાં હતાં તે હોડી ડૂબી ગઈ. એ સત્ય હકીકતની પશ્ચાદ્ભૂમિ તરીકે કવિએ ઉપલું વર્ણન મૂક્યું છે. એમાં સન્ધ્યાને શુક્રતારાની કણીને ઉછંગમાં લઈને રમાડતી વર્ણવી છે, અને એ સન્ધ્યા સમુદ્રમાં ગૂઢ થઈ ગયેલા રવિનાથને રસ થકી જોઈ રહી છે. એમાં બાલિકાને રમાડતી નાયિકાનું તથા કિલ્લામાં એના આવવાની રાહ જોઈ રહેલા પતિનું તેમ જ એ પતિને મળવાની તીવ્ર ઇચ્છા ધરાવતી નાયિકાનું આબાદ રીતે સૂચન કરાયું છે. બીજો શ્લોક પણ સન્ધ્યાનું જ વર્ણન આગળ લંબાવે છે. વર્તમાનનું સુખ જ એ અનુભવી રહી છે, ભાવિનાં (નજદીકના ભાવિનાં) રમ્ય ગાન એ સાંભળી રહી છે, પણ લયભાવિનું (દૂરના ભાવિનું)

ચિત્ર અતિ ગૂઢ હોવાથી અને દૂર વસતું હોવાથી સ્વપ્ને પણ એ ચિત્ર તે જોઈ શકતી નથી. આ વચનોથી સન્ધ્યાનું વર્ણન આપવાની સાથે નાયિકાની માનસિક સ્થિતિનું કવિ આપણને અચ્છું ભાન કરાવે છે. વર્તમાન સુખમાં–પોતાના ઉછંગમાં રમી રહેલી બાળકીના સહવાસસુખમાં જ એ મગ્ન છે. પતિ તરફથી પોતાને તથા પોતાની લાડકી બાળાને કેવો ભાવભીનો સત્કાર મળશે તેનાં રમ્ય ચિત્રો એ ચીતરી રહી હોય છે, પણ લયકાળનું (બન્નેના હોડીની સાથે સમુદ્રમાં ડૂબી જવાનું) ચિત્ર અતિગૂઢ હોવાથી તેનો લેશ પણ ખ્યાલ તેને હોતો નથી.

સાવિત્રી નદી સિન્ધુમાં વહી રહી છે. તેના તરંગો ઊછળી રહ્યા છે. એ નદીમાં નાચતું નાવડું આગળ વધતું દેખાય છે. યુવતિ એ નાવડામાં પોતાની બાળકીને છાતી સરસી રાખીને બેઠી છે અને કવિ ઉમેરે છે:—

"પ્રેમવાત્સલ્યના પ્હાના અમોલા શા વહ્યા ઝરી."

વ્હાલભરી નાયિકાના હૃદયમાંથી નીકળતા આનન્દ તથા રમ્ય આશાઓના પ્રેમલ, મધુરા, સુકોમળ ભાવ કવિ અત્યન્ત સાદી, સ્વાભાવિક, મનોહર અને મૃદુલ વાણી વડે વ્યક્ત કરે છે, અને અન્તે નાયિકાની પાસે કવિ નીચેના ઉદ્‌ગાર કઢાવે છે:—

"ભૂત ભાવિ ભૂલતી,
"સુખ હિંદોળે ઝૂલતી,
"સંગ લઈ મુજ પૂતળી,
"આનન્દસિન્ધુ હું બૂડી."

'હું બૂડી' એમ એ કહે છે છતાં એને ખબર નથી કે ખરેખરૂં બૂડવાનું જ એને માટે નિર્માણ થયેલું છે. સિન્ધુમાં 'હું બૂડી' એમ એ કહે છે: સિન્ધુમાં જ એને બૂડવાનું હતું પણ તે આનન્દસિન્ધુમાં નહીં. ત્યાર પછીનું કારમું ચિત્ર કવિ થોડી જ પંક્તિઓમાં અસરકારક શબ્દો વડે, છન્દના પ્રસંગને ઉચિત પલટાઓ સાથે પોતાના સ્વાભાવિક કૌશલથી આપણી આગળ રજુ કરે છે. નિમિષ માત્રમાં તો નાવડું સમુદ્રમાં ડૂબી ગયું, એ મધુરી સુખછબીઓ ભૂંસાઈ ગઈ, ચિત્રનું વિલોપન થયું, અને કવિ ઉમેરે છે કે:—

"ઉદધિ–ઉદર સન્ધ્યા શુક્ર બંને સમાયાં;
"તિમિર મહિં જ ગૂઢાં સિન્ધુએ ગાન ગાયાં."

સન્ધ્યા અને શુક્ર–યુવતિ અને બાલિકાની પેઠે–ઉદધિના ઉદરમાં સમાઈ ગયાં, અંધકાર છવાઈ રહ્યો, અને એ અંધકારમાં સમુદ્રે ગૂઢાં–"આ કરુણ બનાવનું ગૂઢ ધ્વનન કરતાં" ગાન ગાયાં.

અહીં આરંભમાં તથા અન્તમાં કુદરતનું વર્ણન છે, પણ તે કાવ્યના કરુણ પ્રસંગની પશ્ચાદ્‌ભૂમિ તરીકે રહેલું હોવાથી કાવ્યના ભાવને પોષે છે અને એના કાવ્યત્વમાં અદ્‌ભુત ઉમેરો કરે છે.

નરસિંહરાવના કુદરતનિરૂપણ વિષે આટલું જ કહીને કવિ તરીકેની એમની અન્ય કલાકૃતિઓ તરફ આપણે વળીશું. આચાર્યશ્રી આનન્દશંકર એ કૃતિઓને 'દૃશ્યકલ્પ ખંડકાવ્યો' તરીકે ઓળખાવે છે. એ કાવ્યો વિવિધ વૃત્તમાં

લખાયલાં છે. સંસ્કૃત સાહિત્યની અસર એ કાવ્યોની ભાષા ઉપર સ્પષ્ટ જણાઈ આવે છે. એ ભાષાનો પ્રવાહ અસ્ખલિત વહે છે અને કવિએ પ્રકટ કરવા ધારેલા ભાવોનું સમર્થ વાહન બની રહે છે. કવિના કેળવાયલા શ્રવણને ઔચિત્ય-વાળા પદોની કે ભાવને અનુકૂળ છન્દની પસંદગી કરવામાં લેશ પણ મુશ્કેલી નડતી નથી. પલટાતા ભાવોને અનુરૂપ છન્દોના ફેરફારને લીધે એમની કાવ્યરચનામાં વૈવિધ્ય આવે છે, એટલું જ નહીં પણ એ પદ્ધતિ આખી રચનાની અસરને વધારે પ્રબળ બનાવે છે. આબેહૂબ ચિતાર ખડો કરવામાં એમની પૂર્વના કવિઓએ જેવી તેવી સફળતા નહોતી મેળવી. 'નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ' અથવા 'મામેરૂં'–એવાં કાવ્યોમાં આબેહૂબ ચિત્ર આપવાનો ઉદ્દેશ કવિવર પ્રેમાનન્દે પૂરેપુરો સાધ્યો છે, પણ એ કાવ્યોમાં કવિની વર્ણન આપવાની છટાને લીધે જ એ ઉદ્દેશ સધાયલો આપણે જોઈએ છિયે, ત્યારે અહીં એ ઉપરાંત નાનકડાં કાવ્યોની ખુબી વધારનારી કળાની બીજી અનેક સામગ્રીનો ઉપયોગ કર્યો છે તે કવિના કાવ્યરચનાવ્યાપારને નવીનતા અર્પે છે અને વાચકના હૃદય ઉપર મોહક અસર ઉત્પન્ન કરે છે. દાખલા તરીકે 'વિધવાબાલાશ્રમની પાસે' એ કાવ્ય કવિ નીચેની પંક્તિઓથી શરૂ કરે છે:—

"છાનું રહે, છાનું રહે, મ્હારા હૈયાના હીર બાળુડા!
રખે કો સાંભળે સાદ! જગના લોક છે ભૂંડા"

અને પછી ઉમેરે છે:–

"ધીરો અને મધુર આ ધ્વનિ ક્ય્હાંથી આવ્યો?
જે ઊપન્યો તિમિરમાં, તિમિરે સમાયો."

અહીં વિધવાના ઉદ્ગાર સૌથી પ્રથમ મૂકાયલા હોવાથી વિધવાને બાલાશ્રમ આગળ આવતી આપણે જાણે પ્રત્યક્ષ જોઇએ છિયે, અને એનું રડતું બાળક, એ બાળક પ્રત્યેનું માતાનું વાત્સલ્ય, જગત્‌ના લોકની ક્રૂરતા, તે ક્રૂરતાને પરિણામે બાળકના રડવાનો અવાજ પણ કોઈ સાંભળે નહીં તે વિષેની એની ચિન્તા એ સર્વ સ્વાભાવિક વસ્તુસ્થિતિનો ચમત્કારિક રીતે આપણને સાક્ષાત્કાર કરાવાય છે, અને ત્યાર પછીનો 'એ ધીર અને મધુર ધ્વનિ કયાંથી આવ્યો ?' એ વિશેષ પ્રશ્ન આપણું લક્ષ ધ્વનિના ઉત્પત્તિસ્થાન તરફ-તે અનાથ વિધવા તરફ તથા આસપાસના વાતાવરણમાં જ નહીં પણ વિધવાના હૃદયમાં પણ વ્યાપી રહેલા ગાઢ અંધકાર તરફ સચોટ રીતે ખેંચે છે.

'ઉત્તરા અને અભિમન્યુ' માં પણ દુઃસ્વપ્નના દર્શનના પરિણામ રૂપે નીકળતા ઉત્તરાના ઉદ્ગારથી કાવ્યનો આરંભ થાય છે :—

"ધાઓ, ધાઓ, અરે નાથ ! ઉગારો અગ્નિઝાળથી."
લવતી ઝબકી જાગી નવોઢા આંસુ ઢાળતી.

અને પછી અભિમન્યુ બોલે છે એમ કહેવાને ન શોભતાં અભિમન્યુના નીચલા ઉદ્ગાર એમ ને એમ જ કવિ આપણને સંભળાવે છે :—

"મોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી !
કોણે ત્હને મધુર નીંદરમાંહિં ડારી ?
સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ
તે ભૂલી કોણ રમતો અહિં મૃત્યુ સંગ ?"

એ પ્રમાણે કાવ્યના નાયકનો પોતાની નવોઢા વધુ પ્રત્યેનો પ્રેમ, તેના રક્ષણ માટેની કાળજી, તેની વીરતા વગેરેનું એક સામટું ભાન કરાવીને કાવ્ય આગળ વધે છે.

'મહાભિનિષ્ક્રમણ'માંની નીચલી પંક્તિઓ તદ્દન સાદી અને સરળ હોવા છતાં અત્યન્ત ભાવવાહી અને હૃદયસ્પર્શી છે.

જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણી :–
"ફરી આ રમ્ય શય્યા માંહિં, કરું શયન કદી હું નાંહિં."
ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર;
અન્તે બળ કરી છૂટ્યો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી;
ચાલ્યો, શ્યામરજનિમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો.

સિદ્ધાર્થ ચાલ્યો–શ્યામ રજનીમાં ચાલ્યો. અંધારી રાત્રિમાં આગળ વધતો એને 'ચાલ્યો' એ ઓકારાંત શબ્દની દ્વિરુક્તિના બળ વડે આપણે પ્રત્યક્ષ જોઇએ છિયે, પણ એ એનું અંધારે માર્ગે જવાનું અંધારામાં વિલીન થવાને માટે નહોતું. અનુપમ જ્યોતિ એને પ્રાપ્ત થવાની હતી, તેથી કવિ છેવટે કહે છેઃ—

'માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો'

વૈધવ્યનાં કરુણ ચિત્રો સુધારક નર્મદની પેઠે સુધારક નરસિંહરાવે અનેક ચીતર્યાં છે. પણ એ ચિત્રોમાં નરસિંહરાવે વિશેષ કલાવિધાન તથા બુદ્ધિચાતુર્ય દાખવ્યું છે અને વિધવાના માનસની ગૂઢ વ્યથાઓ વધારે સચોટપણે અને વધારે અસરકારક રીતે એમણે પ્રકટ કરી છે. એ વિષયનાં એમનાં અનેક કાવ્યોમાં કુસુમમાળાનું 'વિધવાનો

વિલાપ' નામનું કાવ્ય અગ્રસ્થાને મૂકાય એવું છે. ઊંડી મનોવેદનાને લીધે સતેજ બનેલી કલ્પનાને બળે વિધવાના મુખમાંથી જે ઉદ્દ્ગારો નીકળે છે તે કરુણ રસથી ભરપૂર છે :–

ઓ ઊંચા, ઊંચા, આકાશ ! તું કાં મ્હને
ઉચકી લઈને નવ રાખે નિજ અંગમાં ?
છૂટું ક્રૂર જગતના જનથી હું, અને
વસું સુખે આ તારલિયાની સંગમાં.

તરુણ વયના પતિના મૃત્યુથી ત્રાસ પામેલી યુવતિનો છેવટનો સંકલ્પ તો કરુણતાની અવધિ આણે છે :—

ને મુજ લાડકડી જ્યહારે મ્હોટી થશે,
જગત બધું ધૂમીશ ત્યહારે નિજ જાત્ય હું,
કદી મરે નહિં હેવો નર પછીં ત્યહાં હશે,
પરણાવીશ મુજ લાડકીને તે સાથ હું.

કપટી જનોના વિષવિલોભનથી ફસાયલી બાળવિધવા તરફ એમનાં કેટલાંક કાવ્યોમાં અનુકંપા દર્શાવવામાં આવી છે અને તેથી એવાં કાવ્યો આડકતરી રીતે અનીતિનાં પોષક બને છે એવો આક્ષેપ એમના ઉપર કરવામાં આવેલો તેનો સમર્થ બચાવ ‘ ઠગાયલી વિધવાનો ન્યાય ’ એ નામના લેખમાં એમણે કર્યો છે. એ બચાવ સત્યના પાયા ઉપર રચાયલો છે એટલું જ માત્ર દર્શાવવાને ‘ કારાગૃહમાંની વિધવા ’માંથી કેટલીક પંક્તિઓ અત્રે ટાંકવામાં આવે તો તે ક્ષમ્ય ગણાશે. એ કાવ્યમાં કવિએ વિધવાના મુખમાં નીચે પ્રમાણેનાં વચનો મૂક્યાં છે :—

હાય ! તોપણ, યદપિ કર મુજ રુધિરથી નથીં અંકિયા,
ગાઢા રુધિરથી તદપિ છે મુજ હૃદય લિપ્ત કલંકિ આ.

કાવ્યના છેવટમાં કવિ નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢે છે :—

છૂટીશ કારાગૃહથી જોય,
હૃદયતણે કારાગૃહ તોય
રહીશ પુરાઈ તું આ ભવે;-
દયાસિન્ધુ ત્યહાંથી છોડવે !

મારૂં હૃદય કલંકી છે અને તે ગાઢા રુધિરથી લિપ્ત છે એવું જ્યારે યુવતિ કહે છે, તારા હૃદયના કારાગૃહમાં તો તું આખા ભવ સુધી પુરાઈ રહીશ એવું જ્યારે કવિ કહે છે, એ હૃદયના કારાગૃહમાંથી તો દયાસાગર પ્રભુ તને છોડવે એવી જ્યારે કવિ પ્રાર્થના કરે છે ત્યારે શું આત્માનું નૈતિક અધઃપતન એ એક તુચ્છ વસ્તુ છે એવું કવિ ગણુતા હોય એમ આપણુને લાગે છે? એથી ઉલટો જ ભાવ કવિએ એ પંક્તિઓદ્વારા પ્રકટ કર્યો છે એવી કોઈ પણુ વાચકને સ્પષ્ટ પ્રતીતિ થયા વિના રહેશે નહીં.

હવે એક બીજા મુદ્દા ઉપર આવીએ. ‘ કારાગૃહમાંની વિધવા ’ એ જ કાવ્યમાં આરંભની પંક્તિઓ નીચે પ્રમાણે છે :—

આ કારાગૃહની મોઝાર
યુવતી રૂપવતી આ ઠાર
કયહાં થકી એ આવી અહિં ?
મુખપર મુદ્રા દુઃખની લહી.

અહીં યુવતી ‘રૂપવતી’ હતી એટલું.જ માત્ર સૂચન કર્યું છે; એ રૂપનું વર્ણુન આપ્યું નથી. એની પછી તરત જ નીચેની પંક્તિઓ આવે છે :—

જાડું ધોળું વસન જ ધર્યું
જે'ણે રૂપ જ અદકું કર્યું

અહીં પણ એ યુવતિએ જાડું ધોળું વસ્ત્ર પહેરેલું હોવાથી એનું રૂપ વિશેષ સુન્દર લાગતું હતું, એમ કહીને યુવતિના રૂપનું સૂચન માત્ર કર્યું છે. 'મત્સ્યગન્ધા અને શાન્તનુ'માં પણ એમ જ છે. 'ઉત્તરા અને અભિમન્યુ'માં પણ એમ જ છે. નળાખ્યાનમાં પ્રેમાનન્દે જેવું દમયન્તીનાં અંગેઅંગનું વર્ણન વિસ્તારપૂર્વક અને આલંકારિક ભાષામાં આપ્યું છે તેવું નરસિંહરાવની કોઈ પણ કવિતામાં નજરે પડતું નથી. એનું કારણ શું હશે? એનું કારણ એક જ મને જણાય છે, અને તે એ કે કાવ્યકલાની શક્તિ-મર્યાદાનું નરસિંહરાવને સચોટ ભાન હતું. એ તો સ્પષ્ટ છે કે રૂપનું ગમે તેટલું વિસ્તૃત વર્ણન કવિએ આપ્યું હોય છતાં એ વર્ણન વડે રૂપનો આબેહૂબ ખ્યાલ આપણને ન જ આવી શકે. ચિત્રકાર પોતાની પીંછીથી રૂપવતી સ્ત્રીનો ખ્યાલ સહેજમાં જેવી રીતે આપી શકે તેવો ખ્યાલ અથાક પ્રયત્ન કરવા છતાં પણ કવિથી આપણને ન જ આપી શકાય. આ કારણથી કવિએ એવાં રૂપવર્ણન આપવાનો વૃથા શ્રમ લીધો જ નથી. ક્વચિત્ ક્વચિત્ બેચાર સુન્દર પદો વાપરીને રૂપનું સૂચન માત્ર કરીને જ એમણે સન્તોષ માન્યો છે.

કવિએ એક પણ રાષ્ટ્રગીત આપણને આપ્યું નથી એવું કેટલીક વાર કહેવામાં આવે છે. આ કથનમાં કંઈક તથ્ય રહેલું છે એ હું સ્વીકારૂં છું; પરન્તુ જે રાષ્ટ્રગીત રચે

તેજ કવિ એવું જો વિધાન કરવામાં આવે તો તે તો વર્તમાન સમયમાં પણ નિઃશંક વધારે પડતું જ કહેવાય. પરરાજ્યની ધૂંસરી અસહ્ય છે, તેમાંથી આપણે છૂટવું જોઈએ, અને સ્વતન્ત્રતા મેળવવાને મોંઘેરાં બલિદાન આપવાને આપણે તત્પર થવું જોઈએ એવી જાતના વિચારો તરફ કવિહૃદયનું વહેણ કદી ગયું જ નથી એમ આપણને લાગી જાય છે. આપણે ક્રૂર રૂઢિરૂપી રાક્ષસીના ભોગ બન્યા છિયે, અજ્ઞાનનો અંધકાર આપણામાં ફેલાઈ ગયો છે, આળસ અને અનુદ્યોગને પરિણામે આપણે દરિદ્રતાનાં દુઃખમાં રીબાઇએ છિયે, કુસંપ આપણામાં વ્યાપી રહ્યો છે, કલહ-કંકાસના આપણે ભોગ બન્યા છીયે, ઈર્ષ્યાગ્નિ આપણામાં પ્રજળી રહ્યો છે, ભ્રાતૃભાવને આપણે ભૂલી ગયા છિયે, એ સ્થિતિમાંથી ઉદ્ધારને અર્થે આપણે સબળ પ્રયત્નો કરવા જોઈએ એવા કંઈક ભાવ 'ભારતજનનીની અશ્રુમાળા' તેમ જ 'ઉદ્બોધન'નાં બે કાવ્યોમાં આપણે જોઈએ છિયે. પહેલા કાવ્યમાં ભારતજનની પ્રાર્થના કરે છે:–

અન્ધતિમિરમાં ભમી રહ્યાં દીન માહરાં બાળ,
જ્ઞાનદીપ તુજ સત્યનો ધરી સુપથ ચઢાવ્ય કૃપાળ !
આશ મ્હોટી આજ હું ધારૂં.
દીનતણા ઓ દયાળ ! દ્વાર તુજ આવી પુકારૂં.

કીર્તિ પુરાતન ઝળકતી ગુમાવી બેઠાં સર્વ,
ભાવિતણું રવિબિમ્બ તું પ્રગટાવ્ય અધિક ભરગર્વ,
હૃદય મુજ જેથી હું ઠારૂં. દીનતણા૦

અશ્રુ સારતી ભારત માતાને પાયે પડીને કવિ કહે છે:—

તિમિરમાં મુજને પણ ના સૂઝે;
તુજ સમીપ વ્યથા મનની રૂંઝે.
અહિં વશી તપ ઉત્કટ હું તપું,
તુજ અને પ્રભુનામ સદા જપું!

માતાની પાસે બેસીને એને તપ તપવાં છે અને માતા તથા પ્રભુના નામના જાપ જપવા છે, પણ માતા એને તેમ કરતાં વારે છે અને કહે છે:

કર્તવ્યકેરું તપ આદર્યે તું સમર્થ.

પોતાના હૃદયની વેદના વ્યક્ત કરતાં ભારતમાતા કહે છે:—

વિદ્યા, ધન ને ધર્મ ગુમાવ્યાં, ગુમાવિયું ગૃહનૂર,
ઈર્ષ્યા, કલહો, કપટો જામ્યાં, પાપતણું વહ્યું પૂર,
બાળ મુજ જાય તણાયાં!

વિરલ વીર કો મથતા કરવા, બન્ધુ તણો ઉદ્ધાર,
તદપિ મોહસિન્ધુના તરંગો, બાળ ગ્રસે અનિવાર,
હારતા વીર બિચારા.

'આર્યન કૉન્ફરન્સ' ભરાઈ તે પ્રસંગે રચાયલાં 'ઉદ્બોધન'નાં બે ગીતમાંના પ્રથમમાં દુષ્ટ જાતિભેદનું ઝેર હૃદયહૃદયમાં વ્યાપ્યું હોય ત્યાં બન્ધુભાવ શી રીતે પ્રકટે એ મતલબનાં નીચેનાં વચન કવિએ કહ્યાં છે:—

બન્ધુભાવ સહુ આર્યમાં પ્રગટે કહો શી પેર?
હૃદય હૃદય જ્યહાં વ્યાપિયું દુષ્ટ જાતિભેદનું ઝેર;
બન્ધુ હો! જાગો હવે તો!
જાગો, ભારતસંતાન!

આ કાવ્યમાં ઝાઝો ચમત્કાર મને જણાતો નથી એમ મારે સ્પષ્ટ કહેવું જોઇએ. ‘કુલમણિ દાસીનો શાપ’ એ હૃદયવીણાના કાવ્યમાં એથી વિશેષ ચમત્કૃતિ છે એમ મને લાગે છે. સંમતિવયના કાયદાને અભાવે બાળલગ્નની દુષ્ટ રૂઢિનો ભોગ થઈ પડેલી કુલમણિ દાસી એમાં કહે છે કે જડ આર્યભૂમિએ રૂઢિરાક્ષસીના મુખમાં અનેક સુકુમાર અને અનાથ કન્યાઓને હોમી છે તે સહુ કન્યાઓ અગ્નિની અક્કેક શિખા બનીને સહસ્રશિખ અગ્નિ પ્રદીપ્ત થશે, અને તે અગ્નિ

દેશે પ્રજાળી સહુ આર્ય પ્રજાની વાડી;
ર્‌હેશે પછી અધમતાતણી ઊંડી ખાડી;
ને આ પુરાણ રુડી ભારતભૂમિ અંતે
થાશે વિલુપ્ત ઇતિહાસપટેથી સત્યે.

આ શાપનાં વચનો સાંભળીને કુલમણિ દાસીનો પતિ પોકારી ઊઠે છે કે—

“ક્ષમા દેવિ! ક્ષમા દેવિ! શાપો દે મુજ મસ્તકે;
આર્યભૂમિ બચાવી દે; પાપી હું, પાપી હું ખરે.”

‘આર્યભૂમિ બચાવી દે’ એ વચનો કુલમણિ દાસીનો પતિ બોલે છે છતાં તેની પાછળ કવિનું હૃદય બોલતું આપણને સ્પષ્ટ સંભળાય છે.

આ કાવ્ય હૃદયવીણાનું છે. મને એ ગમે છે. એની તરત જ આગળ નિર્દિષ્ટ કરેલાં કાવ્ય મને એટલાં નથી ગમતાં. પણ નરસિંહરાવની “કવિત્વશક્તિ ક્ષીણ થઈ વદાય લેવા તૈયાર થઈ છે” એમ ગર્ભિત આરોપ મૂકનારમાંનો એક હું છું એમ જો કોઈ માનતું હોય તો તે ગંભીર ભૂલ

છે એમ મારે કહેવું જોઇએ. 'નૂપુરઝંકાર'માં સંગ્રહાયલાં અનેક કાવ્યો 'વસન્ત'માં જેમ જેમ પ્રસિદ્ધ થતાં હતાં તેમ તેમ હું વાંચતો હતો, ઘણીવાર ફરી ફરીને વાંચવા પ્રેરાતો હતો, તેમાંથી રસાસ્વાદ મેળવતો હતો, તેની મજાહ માણતો હતો. 'મ્હારાં રમકડાં,' 'વિરાગિણીની વીણા,' 'અગ્નિહોત્ર,' 'ઘુવડ,' 'ત્ય્હારે અને હવે,' 'મહાભિનિષ્ક્રમણ' અને બીજાં અનેક કાવ્યો મને આનન્દ આપતાં. એ કવિતાઓમાં નરસિંહરાવની કવિત્વશક્તિ ક્ષીણ થયાનો ભ્રમ મને કદી થયો નથી. એટલું જ નહીં પણ એમની કસાયલી કલમ, પરિણત પ્રજ્ઞા, વિકસેલી કલાદૃષ્ટિ, સમર્થ કલાવ્યાપાર એ સર્વ એમનાં એ પાછલાં કાવ્યોમાં મને જણાયાં છે, અને 'સ્મરણસંહિતા'ની એમની તત્ત્વચિન્તન પ્રધાન કરુણપ્રશસ્તિ તો કૉલેજમાં મેં શીખવી છે, 'વસન્ત'માં એ વિષે લખ્યું પણ છે, તો અત્રે વિશેષ વિસ્તાર શાને કરૂં? એટલું જ કહીશ કે નરસિંહરાવના પહેલાં હતો તેના કરતાં કાવ્યકળાનો આપણો હમણાંનો આદર્શ જો વધારે ઊંચો થયો હોય, આપણી કલાભાવના જો વિશેષ વિકાસ પામી હોય, કાવ્યપરીક્ષાનું આપણું ધોરણ જો વધારે ઊંચું થયું હોય તો એ ઊંચા આદર્શના ઘડતરમાં કવિશ્રી નરસિંહરાવનાં કાવ્યોનો ફાળો કંઈ જેવો તેવો નથી.

વિવેચક નરસિંહરાવને સાહિત્યસમરાંગણના શૂરવીર લડવૈયા તરીકે ઓળખાવી શકાય. 'કવિતા અને સંગીત' વિષેના કવિશ્રી ન્હાનાલાલભાઈના ભાષણ ઉપર શીર્ષકથી માંડીને એમાં દર્શાવેલા તમામ વિચારોને અનુલક્ષીને

નરસિંહરાવે આકરી ટીકા કરી હતી. જોડણી ઉચ્ચારને અનુસરનારી હોવી જોઈએ એ મતનું પ્રતિપાદન કરીને એ વિષયમાં એમણે ખૂબ ઊહાપોહ કર્યો હતો. હકાર માટેના આગ્રહને લીધે એમને તથા એમના મતના અનુયાયીઓને 'હકારિયા સાક્ષર'નું ઉપનામ મળ્યું હતું. 'પ્રેમાનંદનાં નાટકો' વિષે એમણે ઉઠાવેલી શંકાઓ અને તેના સમર્થનમાં રજુ કરેલા અનેક મુદ્દાઓ ખૂબ ચર્ચા પામ્યા હતા. એમની કેટલીક દલીલો વજુદ વગરની ઠરાવવાને સબળ પ્રયત્નો થયા હતા. છતાં એ બાબતમાં પોતાના મતને એ મક્કમ વળગી રહ્યા હતા અને એ મતના સમર્થનમાં જૂની દલીલોની એ પુનરુક્તિ કરતા એટલું જ નહીં પણ નવા તર્ક પણ ઉઠાવતા. જોડણીના સમ્બન્ધમાં તથા વ્યાકરણને લગતા કેટલાક પ્રશ્નના સમ્બન્ધમાં (ઉ. 'ઉદ્દેશ્ય અને વિધેય') એમની અને રા. બ. કમળાશંકરની વચ્ચે જે તુમુલ વાગ્યુદ્ધ ચાલેલું તેણે તે વખતની કલહરસિક સાક્ષરી જનતાનું ખાસ લક્ષ ખેંચ્યું હતું. એ યુદ્ધમાં પાછળથી એક બીજા સાક્ષર–સ્વ. તનસુખરામ ત્રિપાઠી પણ ઊતર્યા હતા. પણ બેચાર દાવ ખેલીને એ થાકયા, એમણે શસ્ત્રત્યાગ કર્યો અને 'મૌનાષ્ટક' લખીને વિરમ્યા. પ્રેમાનન્દનાં નાટકોને અંગે સ્વ. મગનલાલ કાંટાવાળાની સાથે પણ એમને દીર્ઘ કાળ સુધી વાદવિવાદ ચાલ્યો હતો. એ પોતાના મતના પ્રતિપાદનમાં અને તેનું પુનઃ પુનઃ સમર્થન કરવામાં અસાધારણ ખંત અને આગ્રહ રાખતા, તેને પરિણામે એમના આક્ષેપોમાં ઘણી વાર કઠોરતાનું તત્ત્વ આવી જતું. એ તત્ત્વ જો કંઈક ઓછું

હોત તો તે જરૂર એમના સૌજન્યને તથા વિવેચક તરીકેના એમના ઊંચા પદને વિશેષ શોભત.

સાહિત્યક્ષેત્રના જાગતા જોધ એ પહેરેગીરની તીક્ષ્ણ દૃષ્ટિ આગળથી જોડણી કે વ્યાકરણના કોઈ પણ દોષો છટકી જવા પામતા નહીં. એમની સખ્ત દેખરેખ હેઠળ ભાષાનું વાતાવરણ વિશુદ્ધ બન્યું. જોડણી કે ભાષાશુદ્ધિની બાબત જાણે કંઈ જ મહત્ત્વની ન હોય તેમ એ તરફ દુર્લક્ષ રાખતા તરુણ લેખકોને કાન ચીમટીને એમણે જાગ્રત્ કર્યા. એમણે અને પછી બીજા વિદ્વાનોએ જોડણી સમ્બન્ધે જે ઊહાપોહ કર્યો તેને અન્તે એ વિષયમાં પ્રવર્તી રહેલી અરાજકતા દૂર થવી જોઈએ એમ સર્વને સમજાયું અને પરિણામે જોડણીના નિયમો ઘડાયા.

સાહિત્યગ્રન્થો વિષેનાં એમનાં વિવેચનો ઉપલકિયાં નહીં પણ વિસ્તારવાળાં થતાં. ગ્રન્થના દોષોનું એ ઝીણવટથી નિરૂપણ કરતા. તેની જ સાથે ગુણપરીક્ષા પણ એ ઉદારતાથી કરતા. ગ્રન્થનું તાત્ત્વિક સ્વરૂપ એ ઝીણવટથી તપાસતા, કવિ કે સાહિત્યકારના આશય અતિ સ્ફુટ સ્વરૂપે એ બહાર લાવતા, ગ્રન્થની ખુબીઓ રસિક કલાકારની દૃષ્ટિથી પરખી તેનું સૂક્ષ્મ પૃથક્કરણ કરતા. એમનાં એ સર્વ પ્રકારનાં વિવેચનો વડે આપણું વિવેચનસાહિત્ય સમૃદ્ધ થયું છે. એ વિવેચનોએ આપણા ઇતર પ્રકારના સાહિત્યને ચેતનવન્તું બનાવ્યું છે, એને નવા પ્રાણ અર્પ્યા છે. એ વિવેચનો વગર આપણું સાહિત્ય એટલે અંશે નિષ્પ્રાણ, નિર્બળ અને પાંગળું રહ્યું હોત.

કવિશ્રી ન્હાનાલાલનું ‘ફૂલડાં કટોરી’નું કાવ્ય પ્રથમ મેં વાંચેલું ત્યારે તે સારૂં લાગેલું, પણ નરસિંહરાવનું એ ઉપરનું વિવેચન વાંચ્યું ત્યાર પછી એ કાવ્યની ગૂઢ ખુબીઓ ઘણી વિશેષ સમજાઈ. ‘જયા અને જયન્ત’ એ અપૂર્વ નાટકની અને તેમાં રજુ કરેલા બ્રહ્મચર્યના ભવ્ય આદર્શની તાત્વિક સમીક્ષા એમણે કરી છે. કવિ ખબરદારની ‘વિલાસિકા’ ઉપર એમણે અતિ વિસ્તૃત વિવેચન કર્યું છે તેના આરમ્ભમાં સંગૃહીત કાવ્યોના દોષો એમણે ઝીણવટથી તપાસ્યા છે. એમાંના કેટલાક દોષો આપણને નજીવા જેવા અને ઉપેક્ષા કરવા યોગ્ય લાગે, કેટલાક દોષો દોષરૂપે લાગે જ નહીં એ સંભવિત છે, પણ એ દોષો કોઈ અંગત લાગણીને પ્રભાવે કે ન્યાયબુદ્ધિને અભાવે દર્શાવવામાં આવ્યા હોય તેના કરતાં વિવેચકની ઝીણુવટ ભરેલી બુદ્ધિ અને સ્વભાવની ચોકસાઈનું જ એ પરિણામ હોય એમ માનવું મને વધારે વાસ્તવિક લાગે છે. વિવેચનના પાછલા ભાગમાં ગુણદર્શન કરવામાં આવ્યું છે તે ભાગ ‘વિલાસિકા’માં સંગ્રહાયલાં કાવ્યોનો મર્મ પકડવામાં, તેની ખુબીઓ સમજવામાં, તેનો આનન્દ માણવામાં અત્યન્ત ઉપયોગી છે; એટલો ઉપયોગી છે કે તેને અભાવે આપણા વિવેચન-સાહિત્યમાં જે ઊણપ રહેત તે આપણને સાલ્યા વગર રહેત નહીં એમ મને લાગે છે. બોટાદકરનાં કાવ્યોને મોડા મોડા પણ નરસિંહરાવની કલાદૃષ્ટિએ યોગ્ય ન્યાય આપ્યો છે. સાક્ષરશ્રી નવલરામની અનેક પ્રકારની સાહિત્યસેવાનું વિસ્તૃત, ઝીણુવટભર્યું, અને દિલસોજી સાથેનું નિરૂપણ એમણે

જેવું કીધું છે તેવું સાંપ્રત સમયમાં બીજા કોઈએ કરેલું મારા જાણ્યામાં નથી. રા. કનૈયાલાલ મુનશીની નવલકથાઓ તથા રા. બટુભાઈ ઉમરવાડિયાનાં નાટકોની પ્રતિષ્ઠા જેટલી તેના અંતસ્તત્ત્વને આભારી છે તેટલી જ નરસિંહરાવની સમર્થ ગુણપરીક્ષાને પણ આભારી છે એવું મને લાગે છે. ટૂંકામાં, રસિક અને સંસ્કારી વિવેચકનું વિવેચનકાર્ય સાહિત્યને કેટલું ઉપકારક થઈ પડે તેનું યશસ્વી ઉદાહરણ નરસિંહરાવની વિવેચનપ્રવૃત્તિ આપણને પૂરૂં પાડે છે એટલું જ કહીને હું વિરમીશ.

મુંબાઈની યુનિવર્સિટિ તરફથી અપાયલાં ગુજરાતી ભાષા અને સાહિત્ય વિષેનાં એમનાં વ્યાખ્યાનો ( Wilson Philological Lectures ) સમર્થ ભાષાશાસ્ત્રી તરીકેનું એમનું ઉચ્ચ પદ સ્થાપિત કરે છે. હેમચન્દ્રના અપભ્રંશ વ્યાકરણનો એમણે ઊંડો અભ્યાસ કર્યો હતો, અને અપભ્રંશમાંથી ક્રમિક વિકાસ પામીને ગુજરાતી ભાષાનું ઘડતર કેવી રીતે થયું તે એ વ્યાખ્યાનોમાં એમણે વિસ્તારથી સમજાવ્યું છે. એ વ્યાખ્યાનોમાં એમણે આપેલી માહિતી ભાષાશાસ્ત્રના અભ્યાસને માટે ઉપયોગી છે, અને તેની ઉપયોગિતા ચિર કાળ સુધી રહેશે.

‘ અભિનયકળા ’નો લેખ એમણે મુંબઈમાં રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપદે મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્ માટે લખેલો. જે વિષય હાથમાં લીધો હોય તેને પૂરતો ન્યાય આપવાની એમની ચોકસાઈને

પ્રાચીન અને અર્વાચીન કવિતાનો મુકાબલો અહીં જ થોડાક સમય ઉપર એક સુપ્રસિદ્ધ વિદ્વાનને હાથે થઈ ગયો છે. મુકાબલો એ હમેશાં રુચિકર હોતો નથી. એક અંગ્રેજી કહેવત તો એટલે સુધી કહે છે કે મુકાબલા એ ન ગમે એવી જ વસ્તુ છે (‘Comparisons are odious’). અર્વાચીન યુગના કાવ્યસાહિત્યનું ઐતિહાસિક દૃષ્ટિએ શું સ્થાન છે તેનો નિર્દેશ કરવાની જરૂરિયાત પૂરતો જ પાછલા સાહિત્યની સાથે એનો મુકાબલો સહેજસાજ મારે કરવો પડશે. લોકપ્રિયતાની બાબતમાં તો આગલા ભાષણકર્તાના ઉદ્‌ગારોની સાથે સાથે ‘વિવેચનમુકુર’ માં પણ જોશો તો યથાર્થ દર્શન થઈ જશે એમ હું માનું છું, એટલે એ બાબતમાં આજે કંઈ પણ વિશેષ ન કહેવાની મારી ધારણા છે.

જે યુગના કાવ્યસાહિત્ય વિષે બોલવાનું મેં માથે લીધું છે તે યુગનો આરંભ તો આજથી સો વર્ષ ઉપર થયો છે. પશ્ચિમ સંસ્કૃતિના પ્રથમ આઘાતની અસર હેઠળ આવનારા વીર નર્મદના નામની સાથે એ આરંભકાળ અંકિત થયો છે. ત્યાર પછી નરસિંહરાવ, કાન્ત, કલાપી અને પાછળથી નાનાલાલ, લલિત, બોટાદકર, ખબરદાર અને પ્રો. બળવન્તરાય ઠાકોરની કાવ્યકૃતિઓ રચાઈ. એ સમયને કેટલીક વાર 'સાક્ષરી યુગ' તરીકે ઓળખાવવામાં આવે છે. એમાંના કેટલાક સાક્ષરો હયાત હોઈને આજે પણ પોતાની કવિતાપ્રસાદી આપી રહ્યા છે. ત્યાર પછીના કાળમાં તરુણ લેખકોનો નવો ફાલ આવ્યો. યુનિવર્સિટિના અભ્યાસક્રમમાં ગુજરાતીને જે માનવન્તું સ્થાન હવે પ્રાપ્ત થયું છે તેનો લાભ એમાંના કેટલાકોએ લીધો છે. નરસિંહરાવ અને કેશવલાલ જેવા સમર્થ સાક્ષરોના હાથ તળે શિક્ષણ પામનારાઓએ ગરવી ગુજરાતનું ગૌરવ પણ પિછાન્યું હશે, અને કલાવિધાનને અનુકૂળ દૃષ્ટિ પણ તેઓને સાંપડી હશે. તે ઉપરાંત 'અદ્યતન કવિતાનાં નવાં વલણો ઘડનારામાંના એક' પ્રો. બળવન્તરાય ઠાકોર તરફથી કેટલાકને દોરવણી મળી હશે તો કેટલાકને એ વલણોનો તીવ્ર વિરોધ કરનારા શ્રીયુત ખબરદાર તરફથી સૂચના, ચેતવણી કે માર્ગદર્શન મળ્યાં હશે. શકયતાના પ્રમાણમાં સિદ્ધિઓ એ લેખકોને નહીં પ્રાપ્ત થઈ હોય, છતાં એ લેખકોની સંખ્યા નાની નથી, એ લેખકોનો ઉત્સાહ મોળો નથી, એ લેખકોનો આત્મવિશ્વાસ પણ ઓછો નથી, અને એ લેખકોના કાવ્યપ્રયોગોના સંગ્રહ રૂપે પ્રકટ થયેલા કાવ્યગ્રન્થોની

સંખ્યા પણ અલ્પ નથી, એ જોતાં આપણા કાવ્યસાહિત્યનો આ છેલ્લો ફાલ અત્યારે આપણું વિશેષ ધ્યાન ખેંચે છે અને દરેક સાહિત્યપ્રેમી, દરેક કવિતાભોગીની પાસે વાચન અને વિચારણાની સહાનુભૂતિ મેળવવાનો પોતાનો હક સિદ્ધ કરે છે. કાવ્યસાહિત્યના આગલા ફાલ ઘણા જાણીતા છે, તેને વિષે ઘણું કહેવાઈ ગયું છે, તેને વિષે દરેક સાહિત્યપ્રેમીના પોતપોતાના મત બંધાઈ ચૂકયા છે અને તે મતમાં ફેરફાર થવાનો સંભવ બહુ દૂરનો છે. 'અર્વાચીન યુગ' એ શબ્દો જો તેના વિશાળ અર્થમાં લઈએ તો એક નાનકડા ભાષણ માટેની સમયમર્યાદા પણ આપણા કાર્યમાં વિઘ્નકર્તા થઈ પડે એ કારણથી અર્વાચીન એટલે છેક જ અર્વાચીન એવો અર્થ સ્વીકારીને આપણા કાવ્યસાહિત્યનો જે છેલ્લામાં છેલ્લો ફાલ છે તે વિષે જ હું બોલીશ.

એ વિષય પ્રત્યે હું આકર્ષાયો છું તેનું મોટામાં મોટું કારણ એની નવીનતા છે. નવીનતા એ જ એક ગુણ છે અને તે મનુષ્યને હમેશાં પોતાની તરફ આકર્ષતી રહે છે. ખરૂં છે કે કેટલાકને નવું માત્ર અરુચિકર લાગે છે. 'જૂનું તે જ સોનું' એમ તેઓ માને છે. એવાઓને ઉદ્દેશીને જ કવિ કાલિદાસને પણ કહેવું પડયું હતું કે 'સઘળું જૂનું તેથી જ સારૂં એવું પણ હોતું નથી અને સઘળું નવું તેથી જ નઠારૂં એવું પણ હોતું નથી.' આમ નવા તરફ અનાસ્થાથી જોનારા કેટલાક હોય છે, છતાં હું ધારૂં છું કે નવા તરફ તેની નવીનતાને કારણે જ આકર્ષાનારા પણ થોડા નહીં હોય. કોઈ પણ નવા માણસ, નવી ચીજ, કે નવા પ્રસંગ

વિષે આપણા સાંભળવામાં આવે છે એટલે તે માણસ, તે ચીજ, કે તે પ્રસંગ આપણા હૃદયમાં તાજગી ભરેલું કૌતુક ઉત્પન્ન કરે છે અને આપણે તેની વિશેષ પિછાન કરવાને ઉત્સુક બનીએ છિયે. એવી પિછાન કોઈ વ્યક્તિની સાથે આપણે કરીએ અને પિછાન થયે આપણને ખબર પડે કે એ વ્યક્તિનો દેખાવ કઢંગો કે બીહામણો કે રોતલ કે છિછલ્લો છે, એનામાં વાક્છટા નથી, એનામાં સંસ્કારની ખામી છે, સભ્યતા, સુરુચિ કે સૌજન્યનો એનામાં તદ્દન અભાવ છે તો આપણો એના પ્રત્યેનો મોહ સરી પડે છે અને આપણે એની ઉપેક્ષા કરીએ છિયે. એથી ઊલટું, પરિચય વધતાં આપણને એનામાં અનેક ઉંચા પ્રકારના ગુણોની સમૃદ્ધિ જણાય તો એના પ્રત્યેની આપણી લાગણી વિશેષ સ્થિર સ્વરૂપ પ્રાપ્ત કરે છે અને એની સાથેનો આપણો સમ્બન્ધ ગાઢ મૈત્રીમાં પરિણમે છે. પણ પરિચય પહેલાંનું આકર્ષણ તો બન્ને સ્થિતિમાં સરખું જ હોય છે. કંઈક એવા જ આકર્ષણથી હું આપણા નૂતન કાવ્યસાહિત્ય તરફ ખેંચાયો હતો. મનુષ્યના પરિચયથી આપણે તેના બાહ્ય તેમ જ આન્તર ગુણોથી જાણીતા થઈએ છિયે તે જ પ્રમાણે કાવ્યરચનાઓના અભ્યાસથી આપણે તેના બાહ્ય સ્વરૂપની મૃદુતા–કર્કશતા, તેના વિચારનું ગૌરવ–લાઘવ વગેરેથી વાકેફગાર થઈએ છિયે. કેટલાક વિવેચકો કહે છે કે ઉત્તમ કવિની કૃતિઓમાં વાણી અને વિચાર એ ઉભયનો એવો સુન્દર યોગ થયો હોય છે કે એ બન્ને તત્ત્વોને એકબીજાથી છૂટા પાડવાનું આપણાથી બની શકે જ નહીં. છતાં પણ સામાન્ય રીતે કવિતાના રચનારને, ખાસ કરીને

કવિતાસાહિત્ય હજી ઊગતી દશામાં હોય ત્યારે, પોતાની કૃતિના બાહ્ય સ્વરૂપ તરફ તેમ જ તેની અંદર સમાયલા ચેતનવન્તા તત્ત્વ તરફ સંપૂર્ણ કાળજીથી જોવું પડે છે, અને કવિતાના અભ્યાસીને પણ એ બન્ને દૃષ્ટિથી કવિતાને તપાસવી પડે છે. એ દૃષ્ટિથી જોતાં આધુનિક કાવ્યરચનામાં ગુણ તેમ જ દોષ બન્ને મને જણાયા, છતાં એકંદર જોતાં એની ગુણસમૃદ્ધિ મને બળવત્તર લાગી. આપણા નૂતન કવિઓ હજી પ્રયોગદશામાં છે અને એ પ્રયોગદશામાંથી ઘણી વધારે આગળ પ્રગતિ કરવાની એમને માટે અપેક્ષા રહે છે એવું પણ મને લાગ્યું. ગુજરાતી કવિતાના ઘડતરે હાલમાં જે વલણ પકડ્યું છે તે વલણને જો એ વળગી રહેશે તો એ કવિતા લોકભોગ્ય તો નહીં જ થાય એવું પણ મને લાગ્યું. સાથે સાથે એમ પણ મને લાગ્યું કે એના સઘળા ગુણદોષ સાથે, એ કવિતા હાલ છે તે સ્વરૂપમાં પણ, કોઈ પણ સાચા સાહિત્યપ્રેમી કે કવિતાભોગીને હાથે ઉપેક્ષાને પાત્ર તો નથી જ.

એ આધુનિક કાવ્યસાહિત્ય ઉકેલતાં એનું સૌથી આકર્ષક તત્ત્વ એના વિષયોનું વૈવિધ્ય મને જણાયું. એ તત્ત્વ આપણા પ્રાચીન સાહિત્યમાં નથી. કવિવર પ્રેમાનન્દે ગુર્જર ભાષાના ગૌરવને વધારવાના ઉન્નત હેતુથી પ્રેરાઈને અનેક કાવ્યગ્રન્થો લખ્યા છે, વિવિધ પ્રકારના પ્રસંગો રજુ કર્યા છે. સુન્દર ચિત્રો ચીતર્યાં છે, જૂદા જૂદા રસની ઘણી અચ્છી ઝમાવટ કરી છે, છતાં એ તો નિર્વિવાદ છે કે એનાં સઘળાં આખ્યાનોનું વસ્તુ એક જ મૂળમાંથી લેવાયું

હતું—આપણા ધર્મગ્રન્થો. એ મૂળ કંઈ જેવું તેવું નહોતું. વ્યાસજીએ પોતાના 'મહાભારત'માં જણાવ્યું છે કે '**यदेवेह तदन्यत्र यन्नेह तन्न कुत्रचित्**' (જે અહીં છે તે જ બીજે છે, જે અહીં નથી તે કયાંઈ નથી). એ એનું ગૌરવ પિછાનીને જ એક આધુનિક કાવ્યસાહિત્યના રચનારા ભાઈ ઉમાશંકર જોષીએ એને નીચેના ભાવભર્યા શબ્દોમાં અંજલિ અર્પી છે:

"તેં ગાયા સર્વ ભાવો, પ્રબલ હૃદયઆવેગ ગાયા વિરાટ,
જોયો તેં કાળકાંઠે નૃપતિકુલવ્યવસ્થાતણો ધ્વંસઘાટ.
તારો ઘોરે વિશાળો દિશદિશ ભરતો ગર્જને કાવ્યસિન્ધુ;
મોજાં સ્પર્શ્યાં ન, એવું નવ કંઇ જગતે; તારું ઉચ્છિષ્ટ સંધું.
બ્રહ્મર્ષિ! દિવ્યદૃષ્ટિ! અનુપમ યુગની મૂર્તિ! સ્થિતપ્રજ્ઞયોગી!
ગીતા ગાનાર! તેં તો મનુજઉરવ્યથા ગાઇ સર્વસ્વમોંઘી."

અહીં 'સ્થિત્પ્રજ્ઞ યોગી' એ ઉચ્ચારણ વગર કારણે આપણા ચિત્તને વિક્ષિપ્ત કરે છે.* પદયોજનામાં જરાક જ ફેરફાર કર્યો હોત તો 'સ્થિતપ્રજ્ઞ યોગી'નો હમેશ પ્રમાણેનો જ પરિચિત ઉચ્ચાર કરીને વિના આઘાતે કે વગર વ્યથાએ આપણે સંપૂર્ણ મોજ માણી શકત. એવો ફેરફાર એમના જેવાને માટે જરા પણ મુશ્કેલ નહોતો, એટલું એમનું વાણી ઉપર પ્રભુત્વ છે. પણ એવી ફેરફાર કરવાની જરૂર જ નથી એમ જયાં લાગે, એવું એવું તો જેમ બને તેમ વધારે આવવા દેવું એમાં જ આપણે કવિતાદેવીની

*આના સમ્બન્ધમાં ભાઈ ઉમાશંકર જોષી તરફથી જાણીને સન્તોષ થયો છે કે આવું હાસ્યજનક ઉચ્ચારણ કરવું પડે એમ એ પંક્તિ છપાઈ છે તે એમની ભૂલ નથી, પણ છાપખાનાની છે.

સેવા કરીએ છિયે એવો ભ્રમમૂલક વિચાર જ જ્યાં ઘર ઘાલી બેઠો હોય ત્યાં શું થાય? દુર્ભાગ્યે એવું એવું તો આપણા આધુનિક કાવ્યસાહિત્યનું 'વલણ' થઈ પડ્યું છે! એ ગ્લાનિના કારણને દૂર કરીએ–દૂર તો કેવી રીતે કરીએ? એને જ્યાં ત્યાંથી આપણા સ્મરણપટમાંથી ક્ષણવાર દૂર ખસેડી નાંખીએ તો – આ પંક્તિમાં ભાવ જેટલો ઊંડો છે, તેટલું જ તેનું નિરૂપણ સમર્થ છે, તેટલી જ તેની વાણી પણ પ્રભાવશાળી છે. 'તારું ઉચ્છિષ્ટ સંધું' એમ અહીં કવિએ કહ્યું છે, છતાં વ્યાસ અને વાલ્મીકિ જેવા કવિઓ થઈ ગયા એટલે હવે કવિઓ આપણને જોઈતા જ નથી એમ કોણ કહેશે? પોતપોતાના સમયનું પ્રતિબિમ્બ ઝીલીને નવાં ચિત્રો ચીતરનાર, નવાં કાવ્યો બનાવનાર, નવા વિષયો નિરૂપનાર, નવા વિચારો રજુ કરનાર, નવી પ્રેરણા અર્પનાર કવિઓની દરેક પ્રજાને પોતપોતાના સમયમાં જરૂર પડે જ છે. આપણા દેશને માટે કવિનો ઉચ્ચાભિલાષ તો એથી ઘણો મોટો છે દબાયલાં, પીલાયલાં સર્વની કરુણ કથનીઓને જે શબ્દનો દેહ આપે, શૌર્ય વડે પ્રજાના હૃદયઝરણામાં કંઈ નવું સંગીત પ્રકટાવે, દરેક માનવીમાં રહેલી માનવતાનું દર્શન કરી શકે એવી જેની દિવ્ય દૃષ્ટિ હોય, આસપાસના કોલાહલમાં પણ જગત્‌ના હૃદયનું દિવ્ય સંગીત જ જેને જણાય, માનવ માનવનું કે પ્રાન્ત પ્રાન્તનું જ નહીં પણ રાષ્ટ્ર રાષ્ટ્રનું ઐક્ય પણ જેની કવિતામાં ઊતરે, ભેદમાં પણ અભેદ વિષે નિશદિન રમતો જે શાન્તિનો સ્વપ્નસ્રષ્ટા બને અને મુક્તિના સૂર્યનો ઉદય કરાવે એવો વ્યાસ અને વાલ્મીકિના જેવો જ કોઈ પ્રૌઢ વાચસ્પતિ આપણી ભરત-

ભૂમિમાં પાકે એવી ભાવના એના અન્તરમાં ઊછળે છે અને એ કહે છે :—

“ માગે છે આજ ત્રીજો ભરતકુલ કવિ પ્રૌઢ વાચસ્પતિ કો,
આવા કોલાહલેયે જગતહૃદયનું દિવ્ય સંગીત જોતો,
રાષ્ટ્રોનું ઐક્ય ગાતો, પ્રતિજનઉરમાનવ્યનો દિવ્ય દ્રષ્ટા,
ને ભેદોમાં અભેદે નિશદિન રમતો શાંતિનો સ્વપ્નસ્રષ્ટા.
મોંઘી સ્વાતંત્ર્યકૂચે કદમ ઉપડતા, પ્રેમઉન્માદ જંગે,
કૂદે ભૂખ્યાં, દબાયાં, પતિત, દલિત, સૌ મુક્તિઆશે ઉમંગે.
પીલાએલાં જનોની સુકરુણ કથની શબ્દનો દેહ માગે,
પ્રેમે, શૌર્યે પ્રજાના હૃદયઝરણનું મૂક સંગીત જાગે.
એને વીણા બરીને જગતલ વહવા, વિશ્વમાંગલ્ય ગાવા,
જ્યાં હો ત્યાંથી ધરાપે અવતર કવિ ! ઓ ! મુક્તિભાનુ વધાવા.”

ભાઈ ઉમાશંકર જોષીના કાવ્યપ્રવાહમાં ખેંચાતા આપણે અહીં સુધી આવ્યા છિયે તો એક પ્રશ્ન હું પૂછી લઉં કે આ કાવ્યના ગૌરવની જે છાપ આપણા હૃદય ઉપર પડે છે તે સ્રગ્ધરા છન્દના ઉપયોગને પણ ઘણે અંશે આભારી છે એમ નથી લાગતું ? એને બદલે પૃથ્વી છન્દ વાપર્યો હોત તો આટલી સચોટ અસર ઉપજાવી શકાતે ? નહીં જ એમ હું તો માનું છું. ન માનતા હોય તે પ્રયોગ કરી જુએ. સફળતા મળશે તો એક બીજું પ્રભાવશાળી કાવ્ય આપણા સાહિત્યમાં ઉમેરાશે અને સમાજને આનન્દ મળશે, પ્રેરણા મળશે, ઉન્નતિને માર્ગે જવાશે.

પણ મૂળ વાત જે મારે આપની આગળ રજુ કરવાની છે તે એ છે કે પ્રેમાનન્દને પોતાનાં આખ્યાનોનું વસ્તુ ધર્મગ્રન્થોમાંથી જ મળ્યું હતું. બીજાઓએ આખ્યાનો રચ્યાં

છે તે પણ એ ગ્રન્થોને જ આધારે. કોઈએ ભક્તિનાં ગીત ગાયાં છે, કોઈએ બ્રહ્મજ્ઞાનનો મર્મ સમજાવ્યો છે, કોઈએ કૃષ્ણગોપીના વિહાર વર્ણવ્યા છે, કોઈએ સંસારની અસારતા વર્ણવી છે અને વૈરાગ્યનો ઉપદેશ આપ્યો છે. એ બધીએ રચનાઓ ઉપરથી એક જ વાત તરી આવે છે, અને તે એ કે એ રચના રચનારાઓને પ્રેરણા આપનારૂં એક જ તત્ત્વ હતું, અને તે ધર્મ. આ નિયમમાં જો કોઈ પણ સુવિખ્યાત કવિ અપવાદ રૂપે હોય તો તે એક જ, અને તે સામળભટ્ટ. એણે પોતાની વાર્તાના વિષયો ધર્મ-ગ્રન્થમાંથી નહોતા લીધા. એ યુગના પ્રતિનિધિરૂપ ગણાતો બીજો કોઈ લેખક જાણવામાં નથી કે જેની રચનાનો ઝોક ધર્મ તરફ ન હોય. કોઈ હોય તો તેવાનો સમાવેશ અપવાદમાં થઈ શકે છે, એટલે આપણા પ્રાચીન કાવ્ય-સાહિત્યનો પ્રધાન સૂર ધર્મનો છે એવું વિધાન કરવામાં કોઈ પણ જાતનો બાધ મને તો જણાતો નથી.

એવું વિધાન કરવાથી આપણા પ્રાચીન સાહિત્યનું ગૌરવ આપણે કોઈ પણ રીતે ઘટાડીએ છિયે એમ પણ હું માનતો નથી. ધર્મનું તત્ત્વ આપણા ભારત દેશમાં અસલથી મહામૂલ્યવન્તું ગણાયું છે, હજી પણ ગણાય છે. સાચી ધર્મની ભાવના આત્મામાં નવું બળ મૂકે છે, નવી તાજગી અર્પે છે, નવું ચેતન પ્રકટાવે છે. આપણા પ્રાચીન કવિઓ એ ધર્મભાવનાને પોષીને નિર્મલ આનન્દ જ નહોતા આપતા, માનવ આત્માની એક મોટી ભૂખને ભાગતા, જીવનને ઉન્નતિ અર્પતા. તેઓના વિચાર જનહૃદયમાં

ઊતરતા. તેઓની વાણી લોકરુચિને ઠોકરે મારનારી નહીં, પણ તેને માન આપનારી હતી. 'અમે તો અમારે માર્ગે યથેચ્છ વિહરશું અને જનતા થાકી કંટાળીને અમારી પાછળ ઘસડાતી ઘસડાતી આવશે' એવી તેઓની સમજ નહોતી. આથી તેઓની કવિતા લોકહૃદયના ઉંડાણમાં ઊતરી, તેઓને પ્રિય થઈ પડી. ગુજરાતના લાડીલા પુત્રો તરીકે ગુજરાતે તેમને પિછાન્યા. તેમની કવિતાઓ સ્થળે સ્થળે ગવાઈ, સંભળાઈ, વંચાઈ, ઉતારાઈ, પ્રચાર પામી. ભાઈ સુન્દરમ્‌ની કલ્પનાની સરસ્વતી–સુક્કા ગાલવાળી, મરઘા જેવી ડોકવાળી, વીણાના ઝંકાર વિનાની, અંગના શણગાર વિનાની, મરઘા ઉપર બેઠેલી, અને ઉકરડે ચણવા જનારી ભાઈ સુન્દરમ્‌ની કલ્પનાની સરસ્વતી ભલે એમ કહે કે 'એ પકવાન્ન થયાં છે વાસી,'–એ સરસ્વતી તો કવિહૃદયમાંથી નિર્બળતાને કોઈ અધન્ય પ્રસંગે પ્રકટી નીકળેલી બેડોળ, માયાવી, અને જુગુપ્સા ઉત્પન્ન કરે એવી કૃત્રિમ રચના છે, એનાં વચનો તો વંચના માત્ર છે, એને કોઈ સાચી સરસ્વતી તરીકે સ્વીકારશે નહીં. નીરોગ શરીરવાળી, સુન્દર આકૃતિવાળી, શ્વેત વસ્ત્ર અને સુન્દર આભૂષણોથી સજ્જ થયેલી, વીણા-પુસ્તકધારિણી, અને મોતીનો ચારો ચરનારા હંસની પીઠ પર વિરાજનારી ભારતની જનતાના હૃદયને ઉજાળનારી સાચી સરસ્વતી દેવી તો એ પકવાન્નને સ્વાદિષ્ઠ ગણીને આરોગે છે અને પ્રસન્ન થાય છે. એ દેવી કદાચ આપણને પૂછે કે 'લોકરુચિને અવગણીને, જનતાના હૃદયથી વેગળા રહીને, કૃત્રિમ સિદ્ધાન્તોની પાછળ પાછળ ઘસડાઈને કવિતાને બેડોળ બનાવવાથી તમારા બધા વિચારભંડાર

સાથે, તમારી સઘળી અર્થઘનતા સાથે તમે મારી સાચી આરાધના કરો છો એમ તમે ધારો છો? એથી હું પ્રસન્ન થઈશ એમ તમે માનો છો?' તો એનો જવાબ તો આપવામાં આવે એ કલ્પી શકાય, રે! અત્યારે જ આપણા અનુભવમાં પણ આવે, પણ તે સન્તોષકારક હોય કે નહીં તે તો સરસ્વતી જાણે, સરસ્વતીના પૂજારીઓ જાણે.

એ ધર્મનું સનાતન તત્ત્વ ત્યાર પછીના સમયમાં પણ કવિતાપ્રદેશમાંથી લુપ્ત થયું એમ માનવાને કારણ નથી. નરસિંહરાવે કવિતાવ્યાપાર માટે બીજા અનુકૂળ વિષયો મેળવ્યા હતા, એઓ પ્રાર્થનાસમાજી હતા, છતાં 'મંગલ મંદિર ખોલો, દયામય!', 'સુન્દર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વરા' અને બીજાં પણ કેટલાંક ધર્મભાવનાથી અનુપ્રાણિત કાવ્યો એમણે લખ્યાં છે તેને તેમ જ એમની જીવનચર્યાને જાણવા છતાં એમનામાં ધાર્મિકતાનું તત્ત્વ નહોતું એમ કોણ કહેશે?

આપણા આધુનિક કવિઓ પણ ધર્મથી વિમુખ નથી, ધર્મનાં ધતીંગોથી વિમુખ છે, ધર્મને નામે જે અજ્ઞાન પ્રવર્તે છે અને જે અનર્થ ઉવેખાય છે તેનાથી વિમુખ છે એમ મને લાગે છે. આધુનિક કવિમંડળમાંના એક શ્રીયુત પારિજાતે કેટલાંક ભક્તિનાં કાવ્યો પણ લખ્યાં છે તેમાંનું એક હું આ સ્થળે રજુ કરૂં છું.

**નમું તને**

નમું તને પત્થરમૂર્તિને નમું:
તજી અહંકાર વિમૂઢ બુદ્ધિનો;
લળી લળી પ્રેમલ ભાવ શુદ્ધિનો,
સમર્પી આત્મા જુગજાડયને નમું.

વિરાટની વિશ્વવિશાળ કાયઃ
શુભાંગ તું તેનું જ એક નાનું,
ભર્યું તુંમાં ચેતનતત્ત્વ છાનું,
પ્રતીક તું પૂર્ણતણું સુહાય.
અગોચરે ના અમ ચિત્ત સંચરે :
અકલ્પ્યનું કલ્પન સ્થૂલરૂપ તું;
તારે લીધે આત્મ અગમ્યમાં ઠરે;
આ જીવ જૂદો શિવ શું મિલાવ તું.
નમું તને ચિન્મય મૂર્તિને નમું :
પ્રતીકરૂપી પ્રભુતા તને નમું.

આ પ્રમાણે 'દાદાની આંગળી ઝાલી દીકરા ચાલતાં શીખે' એ ભાઈ સુંદરમ્‌ના કથનાનુસાર દાદાની આપેલી પ્રભુભક્તિનો આપણે દીકરાઓએ લોપ થવા દીધો નથી એટલું જ દર્શાવીને પ્રાચીન યુગ પછીના નર્મદયુગમાં પશ્ચિમના સાહિત્ય અને સંસ્કૃતિની અસર હેઠળ કવિતા વિષેની આપણી ભાવનામાં જે ફેરફાર થયો તેનો ઉલ્લેખ આપણે કરીએ. અત્યાર સુધી કૃષ્ણ અને ગોપીઓના પ્રેમને ઉદ્દેશીને શૃંગારકાવ્યો રચાતાં હતાં તેને બદલે નર્મદે પોતાની જ પ્રેયસીને સંબોધીને શૃંગારકાવ્યો રચવા માંડ્યાં. આત્મલક્ષી કાવ્યરચનાની એણે પહેલ કરી. કુદરતની કવિતાનો પણ એણે આરંભ કર્યો. શૂરવીરનાં લક્ષણો એણે સમજાવ્યાં, દેશાભિમાન એણે પ્રકટાવ્યું, પરતન્ત્રતાની દુઃસહતાનું એણે ભાન કરાવ્યું. સુરત શહેરનો ઇતિહાસ એણે આપ્યો અને એ શહેરની પડતીનાં કારણો પણ ચર્ચ્યાં. અંગ્રેજીમાંથી કેટલાંક કાવ્યોનો અનુવાદ પણ એણે કર્યો. વિધવાનાં દુઃખો એણે વર્ણવ્યાં. નિબન્ધ જેમ ગમે તે વિષય પર લખાય,

તેમ કવિતા પણ ગમે તે વિષય પર રચાય એવી સમજ તે વખતની હતી. એ સમજને અનુસરીને અનેક વિષય ઉપર એમણે તથા એમના સમકાલીન અને પ્રતિસ્પર્ધી દલપતરામે અનેક કવિતાઓ લખી. ઝડઝમક અને શબ્દ-ચતુરાઈને એમણે પ્રાધાન્ય આપ્યું. નર્મદે તો 'જુસ્સો' એ જ કાવ્યનું સર્વસ્વ હોય એમ માન્યું અને જ્યાં જુસ્સો જણાયો ત્યાં ગમે તેમ પણ કોઈ કોઈ વખત એણે ચીતરી માર્યું.

એના પછી નરસિંહરાવે વિશેષ કલાદૃષ્ટિ દાખવી. લાગણીને એમણે પ્રધાન્ય આપ્યું, પણ તેની સાથે સાથે સંયમની આવશ્યકતા એમણે સ્વીકારી. એક જ કાવ્યમાં પલટાતા ભાવોનું નિરૂપણ કરવાને છન્દનું વૈવિધ્ય આણવાની સ્વ. કાન્તે જે પ્રણાલિકા પાડી તેને જ એમણે અપનાવી લીધી અને સુન્દર ખંડકાવ્યો રચ્યાં. વિધવાઓના જીવનની આન્તર વ્યથાઓનું પણ એમણે કવિજનને શોભે તેવી સૂક્ષ્મ દૃષ્ટિથી નિરૂપણ કર્યું. સૃષ્ટિસૌન્દર્યનાં કાવ્યો એમણે પશ્ચિમની નવીન રીતિ અનુસારનાં લખ્યાં. એમાં કુદરતના વિવિધ પદાર્થોને વિષે માનવભાવનું આરોપણ એમણે કેટલીક કવિતાઓમાં કર્યું છે, પણ તે ઉપરાંત કુદરત અને માનવી એ બન્નેને પરસ્પરની સાહાય્યમાં આણીને બન્નેમાં રહેલા સુભગ સૌન્દર્યની પણ એમણે સચોટ પ્રતીતિ કરાવી છે. કેટલાંકને એમનાં કાવ્યો 'રૂપરસગન્ધવિવર્જિત અનુકરણો' જેવાં લાગ્યાં. મને એ રૂપરસગન્ધવિવર્જિત પણ નથી લાગ્યાં, અને અનુકરણ પણ નથી લાગ્યાં. પશ્ચિમના કવિવરોના

સતત અભ્યાસને પરિણામે એ કવિઓના માનસતંત્ર સાથે એમણે તાદાત્મ્ય સાધ્યું હતું અને તેમની કવિદૃષ્ટિ એમણે અપનાવી લીધી હતી. કુદરતના દર્શનથી એમને પોતાને જે સંવેદન થતાં તે જ એમણે સુશ્લિષ્ટ અને સુમધુર પંક્તિઓમાં રજુ કર્યાં. સૃષ્ટિના સૌન્દર્યનું સાચું નિરૂપણ એમણે અને એમના સમકાલીન બીજા કવિઓએ કર્યું.

ત્યાર પછી દેશમાં નવું ચેતન પ્રકટ્યું. અસહકાર-યુગનો આરંભ થયો. મુક્તિની વાંછનાએ તીવ્ર અને ઉત્કટ સ્વરૂપ પકડ્યું. સાથે સાથે રશિયાની ક્રાન્તિનો ઇતિહાસ પણ આપણે ઉકેલ્યો, અને સમાજવાદની અસર હેઠળ ઉચ્ચનીચના, ગરીબ તવંગરના, મૂડીવાદી અને શ્રમજીવીઓના ભેદ પ્રત્યે અને સમાજના અન્યાય પ્રત્યે ઉંડો રોષ પણ આપણામાં પ્રકટ્યો. દારુણ દુઃખની ઝડીઓ ચોતરફ વરસી રહી હોય તે વખતે સૃષ્ટિસૌન્દર્યનાં ગીતો ગાવાં એ અસ્થાને લાગતાં શ્રીયુત મેઘાણીનું કવિહૃદય પોકારી ઊઠ્યું:—

"અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ ધનિકોને હાથ રમે,
ત્યારે હાય રે હાય કવિ ! તને પૃથ્વી ને પાણી તણાં શેણે ગીત ગમે ?"

કંઈક આવી જ વિષાદની મનોદશામાં રા. સુંદરજી બેટાઈનું નીચલું કાવ્ય લખાયું છે:—

છે ખંડાયું ઉર જગતનું રાષ્ટ્રના કૂપવાદે,
છે વેડાયું સુખ જગતનું ક્રૂર સામ્રાજ્યનાદે,
છે ડંખાયું દિલ મનુજનું વર્ગના વિગ્રહોથી,
ને રંગાયું જગત હિસતું દીનના શોણિતેથી.

ભૂકંપોના પ્રલયઝટકે શીર્ણ ખંડેર જેવો
ઉત્કંપો કે ખમીખમી થયો માનવી આત્મ આજે;
રંધાતો એ સતત દિસતો દુઃખદાવાનલે, ને
ઘેરાતો એ ધખધખ થતો શોકનિઃશ્વાસધૂમ્રે.
યુદ્ધેઘેલા મદભરખતા રાક્ષસી માનવોના
ફૂંડા ભૂંડા પ્રગટભયના મૃત્યુના દાવપેચે
સંડોવાઈ સખત ઝપટે ભોંય ભેળી થઈને
પીસાતી આ જુગજુગતણી મુક્તિની સ્વપ્નસૃષ્ટિ.

ઊગે છે આ જ આવું અવનિ–ઉર પરે ભીતિભાર્યું પ્રભાત;
રાત્રીના અંધનાશો પ્રગટતર કરે મૃત્યુમ્હોર્યું પ્રભાત.

'રાષ્ટ્રના કૂપવાદે' એ શબ્દો હું સમજ્યો નથી. છતાં હાલના વિષમ પ્રસંગોમાં ઊગેલું 'રક્તવર્ણું પ્રભાત' કવિની દૃષ્ટિએ હું જોઈ શકું છું અને કવિનો આર્તનાદ હું સાંભળી શકું છું. એમાં પૃથ્વી છન્દ નથી, પ્રાસરહિતત્વ પૂરેપૂરું નથી, યતિસ્વાતંત્ર્યસહિતત્વ તો સક્રિય સ્વરૂપે ક્યાંઈ પણ નજરે પડતું નથી. પણ એ કાવ્ય ગમે એવું છે, કવિની સાચી કલાદૃષ્ટિ એમાં આપણે જોઈએ છિયે.

'ત્રણ પાડોશી' અને એવાં બીજાં અનેક કાવ્યો લખાયાં તે આ ઉપર જણાવેલી અસરને પરિણામે જ લખાયાં. પ્રકૃતિ કે પ્રેયસીનાં સૌન્દર્ય નિરખવાને બદલે દીન જનોનાં દુઃખની ભીતરમાં છુપાયલી એની નરી માનવતામાં રહેલું પ્રભુનું અર્પેલું સૌન્દર્ય આપણે જોતાં શીખ્યા, અને ભંગડીનો પણ કાવ્યનો વિષય બનવાનો જન્મસિદ્ધ હક

હવે સ્વીકારાયો. આ સર્વને પરિણામે કાવ્યના વિષયની પસંદગીનું ક્ષેત્ર ઘણું વિસ્તાર પામ્યું. 'એક ચુસાયલા ગોટલાને', 'પીછું', 'મોચી', 'ધોબી', 'ઉકરડો' એવા કંઈ કંઈ વિષયો કવિતાના પ્રદેશમાં સ્થાન મેળવવા લાગ્યા. પ્રો. રામનારાયણ પાઠક જેવાને પણ લાગવા માંડયું છે કે ગમે તે વિષય પર કાવ્ય રચી શકાય એ નર્મદ–દલપતના સિદ્ધાન્ત તરફ આપણે પાછા જઈએ છિયે. સારે નસીબે કાવ્યનાં મથાળાં વાંચવાથી જે ભય ઉત્પન્ન થાય છે તે કાવ્યની રચના વાંચ્યા પછી ખોટો જણાય છે. કવિનું સંવેદન જો સાચું હોય, કવિના વિચારમાં જો ગંભીરતા હોય, કવિની વાણીમાં જો વિચારને અનુરૂપ સામર્થ્ય હોય તો 'પીછું' પણ કાવ્યને અનુકૂળ વિષય બની શકે એ પ્રથમ દર્શને ન માની શકાય એવું સત્ય નીચલી પંક્તિઓ પુરવાર કરશેઃ—

જેવો કો નભતારલો ગરી જતો અંધારમાં પાથરી
ઝીણી પાતળી તેજપિચ્છકલગી, દૃષ્ટિ પડે ના પડે,
ઓચિંતો તહીં જાય ડૂબી તિમિરે; જેવું લીલા વિસ્તરી
સોણું નિંદરમાં ઠરી ક્ષણ, સરે, જોવા પછી ના જડે;

ને જેવી કવિતા અખંડ ઉરની આરાધના તર્પવા
એકાએક છતી થઈ હૃદયમાં, કો કલ્પના ખેરવી
ઊડી જાય, ન દે સમો શબ્દની શ્રદ્ધાંજલિ અર્પવા–
ક્યાંથી ક્યાં ગઈ ના લહે નજર એ, રૂહે માત્ર હૈયે છવી,

એવું એક મીઠા પ્રભાત સમયે કો પંખી આવ્યું ઉડી,
જોયું ને અણદીઠ એક પળમાં તો ક્યાંક ચાલ્યું ડુબી;
એને તારકતેજરેખ સરખું, કે સ્વપ્નલીલા સમું,
કે મોંઘી કવિતાકુમારી ઝરતું ના ગીત ગાતું ગમ્યું !

કૈં અસ્પર્શ્ય ન એવી પાછળ સ્મૃતિ રાખી જવાને રૂડી
પીછું ખેરવીને ગયું, ઉડી ગયું.
ના ! ગીત મૂકી ગયું:
પોતે ના કંઈ ગાયું, કિંતુ મુજને ગાતો કરીને ગયું.

કાવ્ય વાંચ્યા પછી સ્વાભાવિક રીતે પૂછ્યા વગર રહેવાતું નથી કે ખરેખરો કાવ્યનો વિષય પીછું છે કે પીછું ખેરવીને ઊડી જનાર પંખી છે? એ પ્રશ્ન પૂછવા સિવાય વિશેષ કહેવાનો સમય પણ નથી અને વૃત્તિ પણ નથી.

પૃથ્વી છન્દ એ હાલ આપણા કવિઓનો માનીતો છન્દ થઈ પડ્યો છે. મહાકાવ્યને અનુકૂળ આવે એવા કોઈ નવા છન્દની શોધખોળ છેક નર્મદના સમયથી શરૂ થયેલી તેને અંગે રામછન્દ અને વનવેલી અને ગુલબંકી અને મુક્તધારા એવું કંઈ કંઈ આપણને મળ્યું છે. કવિ નાનાલાલને એની શોધના પરિણામરૂપે એમની 'ડોલનશૈલી' સાંપડી. અત્યારે પૃથ્વી છન્દ તરફ આપણી વૃત્તિ કંઈક સ્થિર થઈને ચોંટી જણાય છે. એક ઉત્સાહી લેખકે એ 'પૃથ્વી છન્દ' ઉપર જ સૉનેટ રચી છે. ભાઈ ચન્દ્રવદન મહેતાએ 'રતન' નામનું લાંબું વાર્તાકાવ્ય એ જ પૃથ્વી છન્દને સળંગ વાપરીને લખ્યું છે. એમની પ્રસ્તાવનામાં 'શ્લોકભંગ કર્યો છે' અને 'ગણાય તો યતિભંગની પણ છૂટ લીધી છે' એવું એ

જણાવે છે. આખું કાવ્ય હું રસભેર વાંચી ગયો પણ એમણે જે જણાવ્યું છે તે તરફ મારું લક્ષ ગયેલું નહીં. કદાચ એ પૃથ્વી છન્દનો જ મહિમા હશે !

પૃથ્વી છન્દ મને કદી પણ બહુ ગમ્યો નથી. કૉલેજમાં વિદ્યાર્થી તરીકે હતો ત્યારે કેટલાક સંસ્કૃત શ્લોકો મોઢે થઈ ગયેલા તેમાં પણ પૃથ્વી છન્દના શ્લોકો મને બહુ થોડા યાદ રહ્યા હશે. આધુનિક કવિઓની પૃથ્વી છન્દની પસંદગીને તો જેમ તેમ અનુકૂળ થઈ શકાય, પણ

'કાવ્યે સીંચ્યું મહાભા  રત યુગ ઇતિહાસે ભરી ભવ્ય ગાથા'
'તમે જાણો છો પુસ્ તક વિરલ આધુનિક ક્યું?'

એવા યતિભંગથી આવતી ક્ષતિ તો પ્રત્યક્ષ અનુભવની વસ્તુ હોવાથી એ પ્રત્યક્ષની સામે કોઈ પણ તર્કનું બળ ચાલી શકે કે કેમ તે વિષે શંકા રહે છે.

આધુનિક કવિઓની અવિશદતા વિષે ઘણું કહેવામાં આવ્યું છે. પ્રો. રામનારાયણ પાઠકે એ અવિશદતા તરફ ખાસ લક્ષ ખેંચ્યું છે. ભાઈ ભાનુશંકર વ્યાસે એ અવિશદતાનાં ઉદાહરણો આપીને 'માધુરી'માં જે લેખમાલા છપાવી હતી તે આપણા કવિતાસાહિત્યને ઘણી ઉપકારક થઈ પડશે. જેમ બને તેમ વધારે લખવું અને જેમ બને તેમ વહેલું છપાવવું એ વલણ હાલમાં વધારે વ્યાપક થતું જાય છે એ પણ આપણી કવિતામાં ઘુસી જતી અવિશદતાનું એક કારણ હોઈ શકે. રા. ઇન્દુલાલ ગાંધીના એક સૉનેટની નીચલી પંક્તિઓ હમણાં જ મારા વાંચવામાં આવી :—

લખો, બસ લખ્યા કરો સમજમાં ન આવે છતાં,
ન કોઈ સમજે ભલે સમજવાની ચિંતા વિના;
ચમત્કૃતિ ભરી, નવી શબ્દયોજના, શૈલીમાં
ન અર્થ નીકળે છતાં કનકદોર શી પંક્તિઓ
સુરંગી, લલિતાપદી, નવસુશોભને આંજતી
મુકો, બસ મુકયા કરો કવિવરો ! નવા યુગના.

ગમે તેમ હોય, અવિશદતા એ આધુનિક કાવ્ય-સાહિત્યનું લક્ષણ છે એમ કહેવું તો ચોક્કસ વધારે પડતું એટલે સત્યથી વેગળું મને લાગે છે.

આ લેખ ઉતાવળથી લખાયલો હોવાથી એમાં ઊણપ ઘણી રહી ગઈ છે. 'ફૂલદોલ', 'અર્ધ્ય', 'સાંધ્યગીત' એવા એવા કંઈ કંઈ આધુનિક ગ્રન્થોના રચનાર કવયિતાઓનાં નામ માત્રનો પણ ઉલ્લેખ હું કરી શકયો નથી. જેમનો ઉલ્લેખ કર્યો છે તેમની ઉત્તમોત્તમ વાનગીઓ પણ આપના રસાસ્વાદને માટે હું રજુ કરી શકયો નથી. કોઈનું દીલ દુભાવવાની ઇચ્છા નહોતી, છતાં અજાણતાં કોઈને ન રુચે એવું કંઈ કહેવાયું હોય તો તેની હું ક્ષમા ચાહું છું. વિલેપાર્લેની સાહિત્યસભાએ આપના દર્શનની જે તક મને આપી છે તેને માટે એ સભાનો, અને આપે શાન્તિથી જે શ્રવણ કર્યું છે તે બદલ આપનો હું આભાર માનું છું.

(વિલેપાર્લેની સાહિત્યસભામાં
ભાષણ, ઈ. સ. ૧૯૩૯).

વાચક બહેનોને અનુકૂળ પડે એવું કંઈક લખવાને હું આજે પ્રવૃત્ત થાઉં છું. 'કાલિદાસનાં સ્ત્રીપાત્રો' એ વિષય તો કદાચ બહુ મોટો થઈ પડે. શકુન્તલા ઉપરાંત માલવિકા, ઉર્વશી, ઈન્દુમતી એવાં એવાં નામો હું રજુ કરૂં, અને તે દરેકને માટે થોડી થોડી લીટીઓ હું લખું તેમાં કંઈ તમને પણ રસ પડે નહીં, અને મને પણ મઝા આવે નહીં. એમ ન કરતાં કાલિદાસનું એક જ સ્ત્રીપાત્ર હું લઈશ, અને તેને વિષે જરા વિસ્તારથી લખીશ.

સંસ્કૃત કવિઓમાં ઉત્તમ કાલિદાસ; તેનું સૌથી સરસ નાટક 'શાકુન્તલ', તેમાંનું સૌથી ઉત્તમ સ્ત્રીપાત્ર તે 'શકુન્તલા.' એની વાર્તા મૂળ મહાભારતમાં આવે છે. મહાભારત એ મહાકાવ્યનો મુખ્ય વિષય તો કૌરવપાંડવોની લડાઈનો છે, પણ તેમાં સ્થળે સ્થળે સુન્દર ઉપાખ્યાનો–

એટલે પેટાવાતો–પણ આવે છે. એવું એક ઉપાખ્યાન શકુન્તલાનું છે. તેની વાત નીચે પ્રમાણે છે :—

પુરુવંશનો રાજા દુષ્યન્ત મોટું સૈન્ય લઈને એક વખતે મૃગયાવિહાર માટે નીકળ્યો. મૃગની પાછળ દોડતાં દોડતાં કશ્યપ ઋષિના તપોવન આગળ એ આવી પહોંચ્યો.

તપોવનના પ્રવેશદ્વાર આગળ સૈનિકોને ઊભા રહેવાની એણે આજ્ઞા કરી, પોતાનાં રાજચિહ્ન એણે વેગળાં કર્યાં અને પોતાના અમાત્યો તથા પુરોહિતને સાથે લઈને એ તપોવનમાં પેઠો.

પછી કશ્યપ ઋષિનો આશ્રમ એણે દીઠો. તેમાં તો પોતાના અમાત્યોને બહાર ઊભા રાખીને એ એકલો જ ગયો. આશ્રમમાં કશ્યપ ઋષિ નહોતા, પણ એક રૂપવતી કન્યા હતી. તે જ શકુન્તલા.

એ બાળાએ એનું સ્વાગત કર્યું અને કહ્યું કે, 'મારા પિતાજી ફળો એકઠાં કરવાને માટે વનમાં ગયા છે, માટે જરા થોભો. એટલામાં એ આવી પહોંચશે.'

પછી દુષ્યન્તે એ બાળાને પૂછ્યું કે, 'કશ્યપ ઋષિ તો નૈષ્ઠિક બ્રહ્મચારી છે; તે તારા પિતા કેવી રીતે?'

બાળાએ એને વિશ્વામિત્ર તથા મેનકા અપ્સરાથી થયેલા પોતાના જન્મ વિષેની સઘળી હકીકત કહી.

એ હકીકત એણે કશ્યપ ઋષિ પાસેથી અન્ય કોઈ ઋષિના પ્રશ્નના પ્રત્યુત્તર રૂપે કહેવાયલી સાંભળેલી તેવી

કહી સંભળાવી, અને કશ્યપ ઋષિ શકુન્તલાના પાલક પિતા છે એ વાત રાજાથી હવે સમજાઈ.

શકુન્તલા એ વિશ્વામિત્ર રાજર્ષિની કન્યા છે એવું જ્યારે રાજાએ જાણ્યું ત્યારે એની સાથે ગાંધર્વવિવાહ કરી શકાય એવું પણ એને સમજાયું અને એણે કહ્યું કે, 'હે સુશ્રોણી! તું મારી ભાર્યા થા. કહે, હું તારે માટે શું કરું?'

શકુન્તલાએ જવાબ આપ્યોઃ 'હે રાજન્! મારા પિતા ફળ લાવવાને ગયા છે તે હમણાં આવશે. એ આવે તેટલી વાર થોભો. પછી એ જ મારું દાન તમને કરશે. મારા પિતા મારા પ્રભુ છે; એ મારું પરમ દૈવત છે; એ જેને મારું દાન કરશે તેની હું ભાર્યા થઈને રહીશ.'

પછી રાજાએ એને સમજાવી કે, 'ગાંધર્વવિવાહ કરવાને તું સ્વતંત્ર જ છે. અને એવો વિવાહ તું કરે તો તે ધર્મને અનુસાર જ છે.'

શકુન્તલાએ કહ્યું કે, 'જો એ પ્રમાણે જ હોય તો મારી આટલી શરત છે. મારો જે પુત્ર અવતરે તે યુવરાજ તરીકે સ્થપાય અને રાજગાદીનો વારસ બને. એ શરત જો તમારે કબૂલ હોય તો ભલે આપણો સમ્બન્ધ થાય."

આ શરત દુષ્યન્ત રાજાએ કબૂલ કરી, અને બન્ને ગાંધર્વવિવાહથી જોડાયાં.

આશ્રમમાંથી પાછા જતી વખતે રાજાએ શકુન્તલાને એંધાણીમાં વીંટી આપીને કહ્યું કે, 'રાજધાનીમાં પૂર દમામથી તને લાવવાને માટે ટૂંક વખતમાં હું મારું સૈન્ય મોકલીશ.'

એણે આમ કહ્યું; છતાં, કશ્યપ ઋષિ જ્યારે આશ્રમમાં પાછા આવશે ત્યારે શકુન્તલાની સાથેના એના વ્યવહાર વિષે એ શું ધારશે એ વિચાર એના હૃદયને ભયથી કંપાવતો હતો.

થોડા વખત પછી ઋષિ ફળ લઈને આશ્રમમાં પાછા આવ્યા. બનેલો વૃત્તાન્ત ઋષિને કહી સંભળાવવાની શકુન્તલાની હિંમત ચાલી નહીં, પણ ઋષિની સ્વસ્થતા જોઈને એનામાં હિંમત આવી અને ધીરે ધીરે એણે સઘળો વૃત્તાન્ત ઋષિને કહી સંભળાવ્યો.

ઋષિએ તો યોગબળથી કયારનીએ બધી વાત જાણી લીધી હતી; અને શકુન્તલા હવે ગર્ભવતી થઈ હતી એ વાતની પણ એમને ખબર હતી. એટલે શકુન્તલાનો કહેલો વૃત્તાન્ત સાંભળીને એમણે પ્રસન્નતા દાખવી અને શકુન્તલાને એમણે આશીર્વચન કહ્યું કે, 'તને જે પુત્ર અવતરશે તે સાર્વભૌમ સમ્રાટ્ થશે.'

ત્યાર પછી મહિનાઓ પર મહિનાઓ વીતવા માંડ્યા, પણ રાજા તરફથી કંઈ જ કહેણ આવ્યું નહીં; અને શકુન્તલાની સઘળી આશાઓ નિરાશા થઈ.

ત્રણ વર્ષે શકુન્તલાએ પુત્ર પ્રસવ્યો. તે વખતે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને ઇન્દ્રરાજાએ પણ એના ચક્રવર્તિત્વનું ઉજ્જવળ ભવિષ્ય ભાખ્યું. એ છોકરો કશ્યપ ઋષિના આશ્રમમાં ઊછરી મોટો થયો.

એના જાતકર્મ વગેરે સંસ્કારો પણ ઋષિએ જ કર્યા. રાજા તરફથી તો કોઈ દૂત ન આવ્યા તે ન જ આવ્યા.

રાજાને બધી વાત જે બનેલી તે તો સાંભરતી હતી. પણ ઋષિના ભયને લીધે એણે કોઈને તેડવા ન મોકલ્યું.

એમ કરતાં કરતાં શકુન્તલાનો પુત્ર છ વર્ષનો થયો. તે ઘણો તોફાની હતો. આશ્રમના શાન્ત વાતાવરણમાં એ 'બડી ગરબડ' મચાવતો. વાઘ, વરૂ, સિંહની સાથે એ રમતો, તેમને ઝાડ સાથે બાંધતો, તેમને વશ કરતો. આશ્રમવાસીઓને એના તોફાનથી પણ ઘણો આનન્દ થતો. સર્વનું એ દમન કરતો, તેથી તેઓએ એનું નામ 'સર્વદમન' પાડયું.

ઋષિને હવે લાગ્યું કે સર્વદમનને એના પિતાની રાજધાનીમાં મોકલી દેવો જોઇએ, અને યુવરાજ તરીકે એનો રાજ્યમાં સ્વીકાર થવો જોઈએ. શકુન્તલા અને સર્વદમન બન્નેને એણે પોતાની ઇચ્છા જણાવી. એ બન્નેને આશ્રમ છોડવાનું ગમ્યું નહીં. ઋષિના ચરણને સેવવામાં જ એ બન્નેને આનન્દ થતો હતો.

શકુન્તલાના મનમાં તો એમ પણ થયું કે સર્વદમન બહુ તોફાન કરે છે અને આશ્રમની શાન્તિનો ભંગ કરે છે, તેથી એને કાઢવાને ઋષિએ આ યુક્તિ રચી છે. આ વિચારથી શકુન્તલાએ છોકરાને સખત ઠપકો આપ્યો, અને આશ્રમમાં જ રહેવાનો પોતાનો સંકલ્પ એણે ઋષિને જણાવ્યો.

ઋષિએ જેમ તેમ કરીને શકુન્તલાને સમજાવી અને લાંબા વખત સુધી પિયરમાં જ રહેવું એ સન્નારીને શોભે નહીં એ વાતનું સ્મરણ કરાવ્યું.

આખરે શકુન્તલાની વિદાયનો કરુણ પ્રસંગ આવ્યો. શકુન્તલાએ જાણ્યેઅજાણ્યે મન, વચન, કે કર્મથી થયેલા પોતાના અનેક અપરાધ બદ્દલ ઋષિની માફી માંગી અને તેની પ્રદક્ષિણા કરી. તે વખતે ઋષિનું મસ્તક નીચે ઢળ્યું, એ ગળગળા થઈ ગયા અને એના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહીં.

મનુષ્યભાવને લીધે કણ્વ મુનિનાં નેત્રમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. કશ્યપે આશ્રમના સઘળા ઋષિઓને પણ શકુન્તલાની સાથે દુષ્યન્તની રાજધાની પ્રતિષ્ઠાન સુધી જવાનું ફરમાવ્યું. પ્રતિષ્ઠાન પહોંચતાં નગરજનોએ આ વૃન્દને જોયું અને તેઓએ એનું યોગ્ય સ્વાગત કર્યું શકુન્તલા તેઓને ઇન્દ્રાણી જેવી લાગી, અને સર્વદમન તેમને ઈન્દ્રના પુત્ર જયન્ત જેવો લાગ્યો.

પણ એની સાથે જે ઋષિઓ હતા તેઓના વેષ, તેઓની દુબળી કાયા, તેઓની રાતી આંખો, તેઓની પીળી જટા જોઈને રાજનગરવાસીઓને હસવું આવ્યા વિના રહ્યું નહીં. એ ઋષિઓને પણ નગરના વાતાવરણથી ત્રાસ ઊપજ્યો અને તેઓ પાછા તપોવન તરફ વિદાય થયા.

શકુન્તલા હવે એકલી રહી. બાળક સર્વદમનને સાથે રાખીને રાજાના દરબાર તરફ તે ચાલી. શકુન્તલાનું સૌન્દર્ય અને સર્વદમનની રાજાના જેવી જ મુખકાન્તિ જોઈને નગરજનોને ઘણું આશ્ચર્ય ઉપજ્યું. શકુન્તલા દરબારમાં હાજર થઈ, પોતાના પુત્રને આગળ ધર્યો, અને રાજાને પોતાના આપેલા વચનનું સ્મરણ કરાવ્યું.

દુષ્યન્ત પોતાના ભોગવિલાસમાં શકુન્તલાને ભૂલી જ ગયો હતો; પણ એને જોઈ એટલે ભૂત કાળનો સઘળો વૃત્તાન્ત એના સ્મરણમાં તાજો થયો, અને સર્વદમનને લઈને એ આવી તેથી અંદરખાનેથી એ ઘણો રાજી થયો. છતાં બહારથી તો એણે અજ્ઞાન જ બતાવ્યું; અને શકુન્તલા અને એનો છોકરો એ બન્નેનો એણે અસ્વીકાર કર્યો.

સાંભરવા છતાં પણ એણે એવું કહ્યું કે, "હે બાઈ! તારા સમાગમમાં હું કદી પણ આવ્યો હોઉં એવું મને સાંભરતું નથી."

શકુન્તલા ઘણી લજ્જા પામી. દુઃખથી બેહોશ જેવી એ બની ગઈ. ક્રોધને લીધે એની આંખ લાલચોળ થઈ ગઈ, એના ઓઠ ધ્રૂજવા લાગ્યા, અને પોતાના કટાક્ષથી જાણે રાજાને બાળતી હોય તેમ તીરછી નજરે એણે તેના તરફ જોયું.

પોતાની ઉગ્ર લાગણીને કેમે કરીને દબાવી એણે કહ્યું કે, "હે મહારાજા! જાણવા છતાં નિઃશંકપણે તમે કોઈ હલકા માણસ પેઠે 'હું નથી જાણતો' એવું કેમ કહો છો?"

એણે પત્નીનું અને પુત્રનું ગૃહતંત્રમાં કેવું ઉંચું સ્થાન છે તે છટાદાર વાણીમાં સમજાવ્યું; સત્યનો અને પ્રતિજ્ઞા-પાલનનો ધર્મ કેટલો મોટો છે તેનું ભાન કરાવ્યું; બાળપણમાં માતાપિતાથી ત્યજાયલી, અત્યારે પતિથી ત્યજાયલી, એવી પોતાની કરુણ સ્થિતિનું ચિત્ર આલેખ્યું.

પણ રાજા પર તેની કંઈ જ અસર જણાઈ નહીં.

તેણે તો કહ્યું કે, "હું તને પણ નથી ઓળખતો અને તારા છોકરાને પણ નથી ઓળખતો. સ્ત્રીઓ તો જુઠ્ઠાબોલી જ હોય છે. તારૂં બોલેલું કોણ સાચું માનવાનું છે? આવાં ન માનવા જેવાં વચનો બોલતાં તું લજવાતી નથી? અને તે પણ મારી આગળ? હે દુષ્ટ તાપસી! તું અહીંથી ચાલી જા!"

શકુન્તલાએ પછી કહ્યું કે, "જુઠાણાનો જ તારે પ્રસંગ હોય અને મારૂં કહેલું તું કશું માનતો જ ન હોય તો તારા જેવાની સાથે મારી સંગતિ હોય નહીં. માટે હું જાઉં છું. પણ હે રાજા! તારા વગર પણ મારો આ પુત્ર આખી પૃથ્વીનો પાલક થશે, કારણ કે ઇન્દ્રનું ભાખેલું એના ચક્રવર્તિત્વનું ભવિષ્ય કોઈ પણ મિથ્યા કરી શકે એમ નથી."

એમ કહીને એ ત્યાંથી ચાલી નીકળી અને મસ્તક પર દેખાતી ક્રોધની ભભુકતી જ્વાળાને જેમ તેમ એણે પોતાના અન્તરમાં સમાવી દીધી.

આ વખતે આકાશમાંથી દિવ્ય વાણી સંભળાઈ. દેવતાઓએ એ આકાશવાણીથી રાજાને જણાવ્યું કે, "હે રાજા! શકુન્તલા એ તારી જ ધર્મપત્ની છે અને સર્વદમન એ તારો જ પુત્ર છે. એ બન્નેને તું તારા મહેલમાં રાખ, અને તેમનું ભરણપોષણ કર."

આકાશવાણી સાથે પુષ્પવૃષ્ટિ પણ થઈ. દેવતાઓએ "**भरस्व पुत्रं दुष्यन्त**" (હે દુષ્યન્ત! તું એ પુત્રનું

ભરણપોષણ કર) એમ કહ્યું તે પરથી રાજાનો પુત્ર, જે અગાઉ સર્વદમનના નામથી ઓળખાતો હતો, તે હવે ભરતના નામથી ઓળખાયો. આપણા ભરતવર્ષનું ગૌરવભર્યું નામ જ પુરુવંશના એ પ્રતાપી રાજાની સાથેના આપણા સમ્બન્ધનું ઉજ્જવળ સ્મરણ આપણને કરાવી રહ્યું છે.

આકાશવાણી થઈ તે સાંભળી રાજા હર્ષ પામ્યો. સિંહાસન ઉપરથી એ ઊઠ્યો, આકાશવાણી તરફ પોતાના અમાત્યો અને પુરોહિતનું એણે લક્ષ ખેંચ્યું, અને કહ્યું કે, "સર્વદમન એ મારો જ પુત્ર છે તે હું જાણતો તો હતો, પણ શકુન્તલાના જ કહેવાથી હું એનો સ્વીકાર કરૂં તો લોકોના મનમાં એની શુદ્ધિ વિષે શંકા રહી જાય માટે મેં એનો સ્વીકાર ન કર્યો."

પછી એણે શકુન્તલાનો આદરસત્કાર કીધો અને સાન્ત્વનાપૂર્વક એણે શકુન્તલાને કહ્યું કે, 'અગાઉ આપણો સમ્બન્ધ હતો તે લોકથી પરોક્ષ હતો. હવે એ સમ્બન્ધ લોક સમક્ષ થયો. મેં તને જે કહ્યું તે કંઈ બીજા કારણથી નહીં પણ લોકની શંકા ટળે અને તારી શુદ્ધિ સ્વીકારાય એ હેતુથી જ હતું.'

પછી શકુન્તલા પટરાણી થઈ, અને સર્વદમન યુવરાજ તરીકે સ્થપાયો. રાજાએ શકુન્તલાને આપેલું વચન આખરે પૂર્ણ કર્યું.

આ મહાભારતનું શકુન્તલોપાખ્યાન. એ હાડપિંજરમાં લોહી માંસ પૂરીને કાલિદાસે પોતાની સમર્થ અને ચેતનવન્તી રચના રચી. મહાભારતની શકુન્તલામાં અને કાલિદાસની

શકુન્તલામાં તો તમને ઘણો ફેર જણાશે. સંસ્કૃતિના ઉત્તરોત્તર થતા વિકાસને પરિણામે શિષ્ટાચાર, સભ્યતા, વિવેક, મર્યાદા વગેરેના માણસોના ખ્યાલમાં અદ્‌ભુત પરિવર્તન થાય છે.

શકુન્તલા પોતાના જન્મની હકીગત વગર સંકોચે દુષ્યન્તને કહી સંભળાવે છે એવી હકીગત મહાભારતના ઉપાખ્યાનમાં આવે છે, પણ તે આપણી ઔચિત્યબુદ્ધિને આઘાત પમાડે એવી છે. ગાંધર્વ વિવાહ માટેનો આગ્રહ રાજા તરફથી કરવામાં આવે છે, અને તે પણ કણ્વ ઋષિ થોડા સમયમાં જ પાછા આવવાના છે તે જાણવા છતાં, એ જોઈને રાજાની અધીરાઈ આપણને ઉપહાસપાત્ર લાગે છે.

રાજાની માંગણી સ્વીકારતાં પહેલાં શકુન્તલા જે શરતો કરે છે તેમાં લજ્જા મર્યાદાનો સવાલ કોરે મૂકીએ તો પણ સ્વાર્થની માત્રા ઘણી વધારે પડતી આપણને લાગ્યા વગર રહેતી નથી. પોતાનો અસ્વીકાર થાય છે ત્યારે શકુન્તલા જે છટાદાર ભાષણ કરે છે તેમાં અલબત્ત એની નિડરતા, એનો પુણ્યપ્રકોપ, એનો જુસ્સો આપણી પ્રશંસા માગી લે છે. છતાં પણ ભાષણ તે આખરે ભાષણ જ એવું તમને નથી લાગતું ?

રાજા એને તેડવા નથી મોકલતો એ ઘટના પણ તાજુબી ભરેલી છે. પ્રથમ 'ઋષિના ભયને લીધે' એ એવું કરે છે એમ જણાય છે, પછી અન્ય સ્ત્રીઓની સાથે ભોગવિલાસમાં એ એને ભૂલી જ જાય છે, અને છેવટે એ આવે છે ત્યારે પણ ભૂલ્યો ન હોવા છતાં ભૂલ્યો હોવાનો

એ ઢોંગ કરે છે. તેનાં કારણુ એ આપે છે તે સન્તોષકારક લાગે છે ખરાં?

દેવતાઓની સાથે એણે આકાશવાણીનો પેંતરો શું આગળથી ગોઠવી રાખ્યો હતો? એની લોકભીરુતા, એની ભોગાસક્તિ, એનું જુઠાણું એ સર્વ એના ગૌરવમાં ક્ષતિ આણનારાં જ તત્ત્વો છે.

કાલિદાસે પોતાની રચનામાં આ બધી ઊણપો ટાળી છે. મૂળમાં પાત્રાલેખન જેવું કંઈ છે જ નહીં. પણ કાલિદાસે શકુન્તલાના પાત્રનું કેવું સુંદર નિરૂપણ કર્યું છે! અનસૂયા અને પ્રિયંવદા એ બે સખીઓનો સાથ શકુન્તલાને આપીને મધુરા મધુરા વાર્તાલાપોની એવી સુન્દર વ્યવસ્થા એણે કરી છે કે રાજાને નિર્દોષ તાપસ કન્યકાઓની વિશ્રમ્ભકથાઓ સાંભળવાનો દુર્લભ અવસર મળ્યો એ એનું મોટામાં મોટું સદ્ભાગ્ય આપણને લાગ્યા વગર રહેતું નથી.

રાજા છતો થાય છે ત્યાર પછી જે વાર્તાલાપ ચાલે છે તે પણ બહુ રસપ્રદ છે. નાયક અને નાયિકા એ બન્નેનાં હૃદયમાં પ્રેમભાવ કેવી રીતે પ્રવેશે છે અને કેવી રીતે વિકાસ પામે છે તેનાં દરેક પગથિયાં કોઈ ને કોઈ રીતે કવિ પોતાના કલાચાતુર્યથી આપણને બતાવી દે છે. એનું નામ લેખનની ખુબી.

દુર્વાસાના શાપનો વૃત્તાન્ત મૂકયાથી રાજાનું વિસ્મરણ જે અન્ય રીતે અસ્વાભાવિક જ નહીં પણ દુષ્ટતાભરેલું લાગે, તે તદ્દન જ સ્વાભાવિક બની જાય છે; અને રાજા એ સંજોગોમાં એનો પરિત્યાગ કરે છે તેમાં રાજાનો

કંઈ પણ વાંક નથી જણાતો. એટલું જ નહીં, પણ શકુન્તલા જેવી રૂપવતી કન્યા પ્રત્યક્ષ હાજર હોવા છતાં પારકાની સ્ત્રી તરફ જોવું પણ નહીં એવો દૃઢ સંકલ્પ રાખીને રાજા એની ઉપેક્ષા કરે છે, તેથી એના ઉત્તમ ચારિત્ર્યને માટે આપણને વિશેષ માન ઉત્પન્ન થાય છે. ત્યાર પછીનો પ્રસંગ–સર્વદમનનું ઓળખાણ અને દંપતીનું પુનર્મિલન એ વિષે તો પૂછવું જ શું?

મારી ખાસ ભલામણ છે કે કાલિદાસની શકુન્તલા તમે જરૂર વાંચજો. ગુજરાતના અનેક વિદ્વાનોને હાથે એનું ભાષાન્તર થયેલું છે. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકનું ભાષાન્તર સૌથી વધારે જૂનું છે. કદાચ તે તમને વાંચવામાં વધારે સુગમ લાગશે.

કાલિદાસની શકુન્તલા મેં અનેક વખત વાંચી છે, અનેક વખત શીખવી છે. છતાં એમાં રસ ન પડે એવું હજી સુધી મારે થયું નથી, કદાચ એવું કદી પણ થશે નહીં. શકુન્તલાનું પાત્રાલેખન એમાં કેવી રીતનું છે એ એક જ દૃષ્ટિબિન્દુથી આપણે એ પુસ્તક સાથે વાંચીએ તો તેમાં પણ મને મઝા પડે. પણ તેને માટે અવકાશ જોઈએ. દોડાદોડમાં એવાં કામ થાય નહીં.

અધિપતિની અનુજ્ઞા હશે, આપની ઇચ્છા હશે, સમયની અનુકૂળતા હશે તો કોઈ વખતે એવું મનોરમ કાર્ય આપણે સાથે કરીશું. હાલ તો એટલું જ.

(શ્રીશક્તિ દીપોત્સવી અંક,
સં. ૧૯૯૫, ઈ. સ. ૧૯૩૯)

## લેખકનાં છપાયલાં પુસ્તકો

૧. લૅંડોરના કાલ્પનિક સંવાદો ભાગ પહેલો

૨. લૅંડોરના કાલ્પનિક સંવાદો ભાગ બીજો

૩. સંસ્કૃત સાહિત્યનો ઈતિહાસ

૪. મહાભારતની સમાલોચના

૫. સાહિત્યકળા

૬. કાવ્યકળા

૭. વીરપૂજા

૮. વિવેચન

‘તરંગ’ એ પુસ્તક ટૂંક સમયમાં બહાર પડશે.

# 'વીરપૂજા' અને 'વિવેચન' વિષે કેટલાક અભિપ્રાયો.

"બન્નેમાં વિદ્વત્તાપૂર્ણ લેખો છે ને એ લેખો ઘણા મનનથી ભરપૂર છે એટલે એનાથી આપણા સાહિત્યમાં ઘણો ઉપયોગી વધારો થાય છે." **દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

"બંને પુસ્તકોમાં આપના વ્યક્તિત્વ અને આપની તલસ્પર્શી વિદ્વત્તાનો સાક્ષાત્કાર થાય છે. પુસ્તકો વાંચવા શરૂ કર્યા પછી પૂરાં કર્યાં સિવાય મૂકવાની ઇચ્છા થતી નથી."

**રાજરત્ન મણિલાલ મોહનલાલ ઝાલા, વડોદરા.**

"આપના લેખો ગંભીર વાચન અને ચિન્તનનું પરિણામ છે, અને તેથી આજના ધમાલિયા યુગમાં તે ઘણા ઉપયોગી થઈ પડે એમ છે."

**પ્રો. ગોવિન્દલાલ હ. ભટ્ટ, વડોદરા.**

"'વીરપૂજા'માં આપની વિદ્વત્તા ને ધીર, ગંભીર ને વિશદ શૈલી વખાણવા જેવી છે. 'વિવેચન'માં આપ સુરતીની સહજ વિનોદવૃત્તિ બતાવવાનું ચૂકયા નથી; અને શૈલી પણ તે પ્રમાણે રમતિયાળ બને છે. છતાં તેમાં પણ અભ્યાસ, ગૌરવ, તુલનાત્મક સૂક્ષ્મદૃષ્ટિ એ બધું જણાઈ આવે છે." **પ્રો. શંકરપ્રસાદ ગં. શાસ્ત્રી, જૂનાગઢ.**

"I am sure both books (वीरपूजा and विवेचन) would be of absorbing interest to me, particularly the first." **પ્રો. ગંગાશંકર પંડયા, સુરત.**

"મોડા મોડા પણ આવા અભ્યાસપૂર્ણ લેખોને ગ્રન્થાકાર ધારણ કરતા જોઈને રાચું છું." **શ્રી. યશવંત શુકલ, મુંબાઈ.**

"આવા લેખસંગ્રહો પ્રસિદ્ધ કરી આપ સાહિત્યને સમૃદ્ધ કરો છો."

**પ્રો. કેશવલાલ હિં. કામદાર, વડોદરા.**

# 'વીરપૂજા' વિષે કેટલાક વધુ અભિપ્રાયો

"આપનું 'વીરપૂજા' નામનું પુસ્તક...મને મળ્યું છે... પુસ્તકોના ચરિત્રોની પસંદગી કુદરતી થઈ છે, છતાં ઘણી સારી છે, વીર ચરિત્રોની વીરતા સમજાય તેવી વીર વાણીની શૈલીમાં તે લખાય છે. તેમાંથી લ્યૂથર ને સ્વામી દયાનન્દનાં ચરિત્રો મને વધારે ગમ્યાં છે.

**ડૉ. પ્રતાપરાય મોદી, સામળદાસ કૉલેજ, ભાવનગર**

"લેખકની દૃષ્ટિમર્યાદા વિચારીએ તો એ મર્યાદામાં રહીને લેખ પોતાના ચરિત્રનાયકોને ઇન્સાફ આપ્યો છે એમ કહી શકાય. ભા ઉચ્છૃંખલ બન્યા વિના સચોટ રહી શકી છે." **"પ્રજાબન્ધુ**

"Compared with other languages, Gujarat suffers from a paucity of biographical literature and your present work, you will allow me to say is a valuable addition to such literature."

**શ્રી. નટવરલાલ એમ. સુરતી, નાયબદિવાન, ભાવનગર**

"સાક્ષરશ્રી મોહનલાલ પાર્વતીશંકરનો લખેલો આ ગ્રંથ તેમાં વિદ્વત્તાભરેલા વિચારોથી એક ઉત્કૃષ્ટ પ્રકારના ગ્રંથ તરીકે ૧૯૪૧ પ્રકાશન બની રહેશે. ચરિત્રનિરૂપણ જ નહીં પણ વીર ગાથાઓ આ પુસ્તકમાં એમણે આપી છે, અને એ વીર મહાપુરુષો તરીકે જગત ચાર ધર્મના પ્રતિનિધિઓ તેમણે પસંદ કર્યા છે. માત્ર તેમનાં જીવન અમુક વિગતો જ ક્રમે ક્રમે એમાં રજુ કરેલી નથી, પણ દરેક જીવનના અમુક તબક્કાઓની ચર્ચા કરી છે, તેમના સિદ્ધાંતો, તેમ આસપાસનાં વાતાવરણ, તેમના સમયનાં લોકજીવન, અને તેઓ પોતે કેવી રીતે પોતાનાં જીવન તેમાંથી ઉચ્ચ શ્રેણીમાં પસાર કર્યાં

સંબંધી વિવરણ આ ગ્રંથમાં જોવામાં આવે છે. એટલે કે તુલનાત્મક ફિલસુફીથી ઓતપ્રોત એવાં આ પુસ્તકગાથાનાં વીરપૂજન છે....

"લેખકે આ ચારે મહાવ્યક્તિઓ સંબંધે તટસ્થ દૃષ્ટિથી કરેલાં જીવન–આલેખન વાચકોનાં ચિત્તને વિચાર કરતાં, અને પ્રેરણાપાન કરાવતાં થઈ પડે છે."

"ગુજરાતી પંચ"

જગતના ચાર મહાન ધર્મના પ્રતિનિધિઓનું (હજરત મહંમદ પેગંબર, માર્ટિન લ્યૂથર, સમ્રાટ્ અશોક અને દયાનંદ સરસ્વતીનું) આ સંગ્રહમાં ચરિત્રનિરૂપણ કરવામાં આવ્યું છે, અને એમને જૂદાં જૂદાં દૃષ્ટિબિંદુઓથી અવલોકી, લેખકે પોતાનાં મન્તવ્યો એવી સુંદર ને લાક્ષણિક શૈલીએ રજુ કર્યાં છે કે વાચન દરમિયાન વાચકને જ્ઞાન સાથે ગમ્મત પડે – રસ પડે.

"એમાં માર્ટિન લ્યૂથરનું ચરિત્ર ખાસ ધ્યાન ખેંચે છે. ... એ સિવાય ઇસ્લામ ધર્મના સ્થાપક પયગંબર હજરત મહંમદ સાહેબ, બૌદ્ધધર્મને રાજ્યધર્મ લેખે અપનાવી એના પ્રચારાર્થે અત્યંત રસ લેનાર સમ્રાટ્ અશોક અને વિવિધ પ્રકારનાં વિઘ્નો સહીને શુદ્ધ સનાતન આર્યધર્મનો ઉદ્ધાર કરનાર સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી, એમને પણ યથાયોગ્ય ન્યાય આપી, લેખકે પોતાની પ્રવાહી શૈલીએ નિરૂપ્યા છે.

"શ્રી મોહનલાલ દવેની સ્વતંત્ર તલસ્પર્શી વિચારપદ્ધતિ ને ભાષાની મધુરતા એમનાં ઇતર પ્રકાશનોની માફક અહીં પણ દૃષ્ટિગોચર થયા વિના રહેતાં નથી. આવી મોંઘવારીના વખતમાં સુંદર સફાઈદાર છપાઈ સાથે ગુજરાતની રસિક જનતાને આપેલું એમનું વિચારધન ગુજરાત જરૂર વધાવશે."

**શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક**

# ‘વિવેચન’ વિષે કેટલાક વધુ અભિપ્રાયો.

“આમાં જુદા જુદા ચૌદ વિષયો પર સૂક્ષ્મ નિરીક્ષણથી અભ્યાસપૂર્ણ વિવેચના થઈ છે. ગ્રંથવિવેચનકલાનાં પ્રધાન લક્ષણ શાં હોવાં જોઈએ તે વિષે આલેખાયલો વિસ્તૃત નિબન્ધ અતિ મનનીય છે. સ્મરણસંહિતા, સ્વ ગોવર્ધનરામે અને સ્વ. કલાપીએ ગોલ્ડસ્મિથ કૃત ‘The Hermit’ કાવ્યનાં કરેલાં સ્વતંત્ર ભાષાન્તરનું તુલનાત્મક દૃષ્ટિએ અન્વેષણ,...કવિ ખબરદારના જીવનકવનનો પ્રશસ્ય પરિચય અને શિષ્ટ સાહિત્યસર્જકોનાં કેટલાંક પ્રસિદ્ધ પુસ્તકોનું અવલોકન આ પુસ્તકમાં સંગ્રહિત થયું છે,...વિવેચનસાહિત્યનો ફાલ પ્રમાણમાં ઓછો ઉતરે છે તે સ્થિતિમાં આ પુસ્તક ગુર્જરસાહિત્યવાડીમાં ગૌરવભર્યું સ્થાન ધરાવશે એમ નિઃશંક કહી શકાય.”

**શ્રી. કેશવ હ. શેઠ (“ખડાયતા મિત્ર”માં)**

“લેખકે ‘ગ્રંથવિવેચનનું સાહિત્ય’ નામે લખેલો એક તટસ્થ, વિદ્વત્તાભર્યો અને માર્ગદર્શક નિબંધ આ સંગ્રહમાં ખાસ વાંચવા અને મનન કરવા યોગ્ય છે. એ નિબંધ ઉપરાંત આ ગ્રંથમાં સ્વ. સાક્ષરશ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી, દી. બા. રણછોડભાઈ ઉદયરામ, કવિશ્રી ખબરદાર, કલાપી વગેરેનાં જીવન અને તેઓના સાહિત્યની કસોટીઓ ઉપરાંત કેટલાંક અગત્યનાં પુસ્તકો ઉપર અવલોકનાત્મક વિવેચન કર્યાં છે, જેમાં રંગતરંગ, સ્મરણસંહિતા, ઝરણાં ટાઢાં અને ઉન્હાં અને બીજાં કેટલાંક પુસ્તકો છે.

“એ વિવેચનમાં રાગદ્વેષ કે પક્ષભેદ જેવું કશુંજ નથી અને વિવેચનની જે કસોટી લેખકે પોતે કરી છે તે મુજબજ તે વિવેચન વિદ્વત્તાભર્યાં કરવામાં આવ્યાં છે. આવા વિદ્વાન લેખકોનાં આવાં પુસ્તકોનો સંગ્રહ આપણા સાહિત્યમાં વધુ ને વધુ થતો રહે, તો આ દિશામાં જણાતી ઊણપ દૂર થાય.”

**“ગુજરાતી પંચ.”**

“લેખકના બીજા ત્રણ વિવેચનગ્રંથો પછી આ ચોથો સંગ્રહ પ્રગટ થાય છે. આ સંગ્રહમાં પુસ્તકો ઉપરનાં વિવેચનો અને કેટલાક લેખક અને તેમની કૃતિઓનાં અવલોકન અને ભાષણો છપાયાં છે.

"લેખકની શૈલી અને ભાષા માટે તો બે મત છે જ નહિ. પણ તેમણે 'ગ્રંથવિવેચનનું સાહિત્ય'વાળો આખો નિબંધ પહેલો મૂકયો છે તે તો દરેકે ખાસ વાંચવા જેવો છે. તેમાં લેખકની વિદ્વત્તા દેખાઈ આવે છે." "સ્ત્રીજીવન."

## 'સાહિત્યકળા' વિષે કેટલાક અભિપ્રાયો

"એકંદરે આવું ઉપયોગી પુસ્તક આપણા રંક નિબંધસાહિત્યમાં તો ઘણી રીતે જરૂરનું હતું." શ્રી. ધૂમકેતુ ("બુદ્ધિપ્રકાશ" માં)

"આ પ્રકારના આપણા અલ્પધન વાઙ્મયમાં 'સાહિત્યકળા' ઉમેરાતું જોઈ, તેને હૃદયપૂર્વક સત્કારવી એ આપણું સૌનું મીઠું કર્તવ્ય બને છે." શ્રી. વિજયરાય ક. વૈદ્ય ("માનસી"માં)

"સાહિત્ય સાથેનો તેમનો ગાઢ સંપર્ક જ આ પ્રકારનું વિદ્વત્તાયુક્ત લખાણ અપાવે છે એ નિઃસંશય. એમના જ્ઞાનનો વિશેષ લાભ ગુજરાતને મળવો જોઈએ." "ગુજરાતી"

"આટલાં વર્ષ પછી પણ આપણને નિત્ય નવીન અને વાંચવા ગમે એવા આ લેખો લાગે છે." "પ્રતાપ"

"લેખકમાં રહેલો સ્વાભાવિક હાસ્યરસ પણ એમાં જોવાનો મળે છે. શિષ્ટ, મર્યાદિત અને સ્વચ્છ ભાષા લેખકને વરેલી છે." "લોકવાણી"

"લેખકે સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રદેશોની મુસાફરી કરી તેમનું સુંદર શૈલીમાં અને સૂક્ષ્મ રીતે વર્ણન કર્યું છે. "દાંડીઓ"

"છેલ્લા બે દસકામાં ગુજરાતી સાહિત્ય ઘણું આગળ વધી ગયું છે. છતાં લેખકની વક્તાઓ, વિવેચકો, કવિઓ અને નવલકથાકારો પરત્વેની ટીકાઓ કેટલેક અંશે આજે પણ યથાર્થ સ્વરૂપે ઊભી રહે તેવી છે." "ફુલછાબ"

"આપણે ત્યાં આવા નિબંધસંગ્રહો ઘણા ઓછા છે તેમાં આ પુસ્તક એક સુંદર ઉમેરારૂપ છે. કિંમત પણ ઘણી સસ્તી છે."

"સ્ત્રીબોધ"

# 'કાવ્યકળા' વિષે કેટલાક અભિપ્રાયો.

"તલસ્પર્શી અભ્યાસ અને મનન કેવા પ્રકારનાં હોય છે તેના જ્વલન્ત દૃષ્ટાન્તરૂપ આ બન્ને પુસ્તકો લેખાશે."

**પ્રો. રતિલાલ જગન્નાથ જાની, સામળદાસ કૉલેજ, ભાવનગર.**

"His two volumes (on "Sāhitya-kalā" and "Kāvya-kalā"), constitute the last word in constructive literary criticism in Gujarati."

**"Princely India."**

"નવરાશની પળોનો ઉપયોગ કરવા પૂરતો સાહિત્યધર્મ એમણે સ્વીકાર્યો નથી; એમના રુધિરમાં સાહિત્યરસ–કાવ્યરસ–કલારસ સ્વાભાવિક બનીને ભળી ગયો છે. વૃદ્ધાવસ્થામાં પણ એમનો રસપ્રવાહ સૂકાયો નથી."

**શ્રી. ચંપકલાલ ડાહ્યાભાઈ વ્યાસ ("પ્રતાપ"માં)**

"Surely the book will be a landmark and guidepost to other workers in the field."

**પ્રો. એસ. એમ. વાડિયા, વડોદરા કૉલેજ.**

"લેખકનું નામ ગુજરાતી સાહિત્યમાં વિદ્વાન વિવેચક તરીકે સુપ્રસિદ્ધ છે. તેઓ વિદ્વાન હોવા ઉપરાંત તેમનામાં ભારોભાર રસિકતા અને સુજનતા ભરેલી છે તે તેમની કૃતિઓમાં સ્પષ્ટ દેખાય છે."

**"ગુજરાતી."**

"દરેકે દરેક નિબંધ અતિ રસપ્રદ ને વિચારવા જેવો છે. પ્રો. દવેની લેખિની વિષે વધારે કહેવું તે 'લુહારવાડે સોય વેચવા જવું'ના જેવું છે." **કુ. યશસ્વિની મહેતા ("દાંડીઓ"માં)**

"આ પુસ્તકમાં માત્ર કાવ્યશાસ્ત્રનું પૃથક્કરણ નથી, પણ એમાં લેખકના કવિહૃદયની મીઠી ગંગાનો સ્રાવ છે. આખુંયે પુસ્તક ગદ્યમાં લખેલું છે, પણ એના વહેણનો ધ્વનિ જાણે કાવ્યતરંગના ધ્વનિની માફક કર્ણપટ પર અથડાય છે." **"મુંબઈ સમાચાર."**

"પ્રોફેસર સાહેબે આ ગ્રન્થ બહાર પાડી સાહિત્યની ઉત્તમ સેવા બજાવી છે." **"દેશબંધુ."**